# હીટલર સાથે મુલાકાત!



લખનાર :- મીનુ હો. નરીમાન

# "હીટલર સાથે મુલાકાત"

લેખક :—

મીનુ હોરમસજી નરીમાન (નેરીયોસંગ)

તે

" મહાત્મા મંચુ મહારીના મહાન પરાક્રમો," " ફુઈજીના ફજેતા," ચૌદસનો ચાંદ," " હીટલર સાથે મુલાકાત," " કમબખત કાઉન્ટની કમનસીબ કહાણી," " મારી પેલી દુન્યાની મુસાફરી," " ધી લાસ્ટ ડેઝ ઓફ મહાત્મા મચેરશાહ ઓફ ફણસવાડી " (વાર્તાઓ), " નસીબ," " કનફ્યુઝન યાને ઘોંટાલો," " સંજોગ, " " મહોબત-નું-છોબત ," " તવંગરીની તકોબરી ," " શરાબ " (નાટકો), "કાલા મેંઢાં," " ચલણી રૂપીઓ," " કાકા અને થાકા," " કાઉ કરકા બાલુસ," " અક્કલમંદ બેવકુફ," " બુઢ્ઢાપામાં જુવાની," " જમાઇ કે કસાઇ " (ફારસો) ઇત્યાદી, ઇત્યાદીના કર્તા.

પ્રકાશક :—

મીનુ હોરમસજી નરીમાન.

" રોક્ષાના,"
૧૦૯, ક્વીન્સ રોડ,
મુંબઇ.

સં. ૨૦૦૪.] — [ માર્ચ ૧૯૪૮.

આ પુસ્તકમાં પ્રસિધ્ધ થએલી વાર્તા
વાર્તામાંનાં નામો, ખેતાઓ, પાત્રો, કવિતાઓ, ખેતબાજીઓ અને
ચિત્રો કલ્પિતજ છે. કોઇ જીવતી વ્યક્તિ ઉપરથી ઉપજાવી કાઢેલાં નથી.

આ પુસ્તક ધી ક્રશો-ગર્દ પ્રિન્ટીંગ પ્રેસ, ૧૯, બેંક સ્ટ્રીટ ક્રોસ લેન, કોટ, મુંબઇ મધે મી૦ દીનશા સાપુરજી મસાનીએ છાપ્યું, અને મીનુ હોરમસજી નરીમાને "રોક્ષાના," ૧૦૯, ક્વીન્સ રોડ, મુંબઇમાંથી પ્રગટ કીધું છે.

# જરા તમારા કાનમાં.

ખરેખર આય દુન્યા એક અજબ જાતનો ખેલ છે,
આ જીવન, જીવન નથી, પણ વીઠુલ પુરીવાલાનું ભેલ છે–

એવી ભેલસેલ, મારામારી, ખટપટ તથા કાપાકાપીથી ભરેલી દુન્યામાં, આજે કદાચજ આપણે લોકોના મોઢાં હસ્તાં જોઇએ છીયે. બસ, જ્યાં જોવ ત્યાં લોકો ગંભીર ડાચાં લઇને ફરે છે. તેવા વખતમાં, લોકોને હસાવવા તથા રીજવવા ખાતરજ, મારા અંગત મીત્રોની સલાહ માની, હું આય મારૂં નવું નાનકડું વાર્તાનું પુસ્તક, "હીટલર સાથે મુલાકાત," તમો મારા કદરદાન વાંચકો આગલ રજુ કરૂં છું, જે પુસ્તક હું લગભગ આજથી ત્રણ ચાર વરસોની વાત ઉપર પ્રગટ કરનાર હતો, પણ મોંઘવારી, લડાઇની મોહકાણ તથા પેપર કંટ્રોલની ખટપટને લઇને હું તેમ કરી શક્યો નહીં, એ મારી ખરી કમનસીબી હતી. છતાં પણ હાલના કબસ મોંઘવારી તથા પેપર કંટ્રોલની જંજાલના વખતમાં પણ ધીરજ ધરી, હીંમ્મત પકડી, હું તમો આગલ આ મારૂં નવું પુસ્તક રજુ કરૂં છું, જે માટે તે પાક પરવરદેગારના લાખોલાખ શુકરાના કરૂં છું.

યસ, ઓફ્ કોર્સ, મારે પેહલેથીજ સાફ સાફ કહી દેવું જોઇએ કે, હું કોઇ એક મહાન લેખક, કે રમુજી નોવેલીસ્ટ નથી, પણ ફક્ત એક simple, સાત પાણીએ ધોયલો, નવસારી નગરીનો નોશાકરો અથોરનાન છેવું, જે માટે હું ખચ્ચીતજ ઘણો મગરૂર છેવું અને માત્ર રમુજી લેખો વાંચનારાઓને રીજવવા ખાતરજ, મેં આય મારૂં વાર્તાનું પુસ્તક લખી પ્રગટ કીધું છે અને મારી નાનકડી, બીલકુલ કલપીત, ઉપજાવી કાઢેલી ફેંકાફેંકીથી ભરેલી વાર્તામાં પુશકલ છબરડા, ભુલભાલ તથા ખામીઓ તો હશેજ, તે ઉપર આંખ વીચામણાં કરી જવાને હું તમો મેહરબાનોને ખાસ આગ્રહ કરૂં છું.

આ કેતાબ ઘણીજ મુસીબત, મેહનત તથા જેંજાલ કીધા પછીથી હું બાહેર પાડવાને શક્તીવાન થયો છું, તેને માટે મારા એકાદ બે મીત્રોનો મારે ખાસ આભાર માનવાનો છે, તેમાં ખાસ આભાર આપણો પેલો જુનો અને જાણીતો રોજીંદા ગોલાબ્ચો છાપો "જામે-જમશેદ" ના જુવાન માયાલુ, ઉલતમંદ એડીટર, તથા મારા જાની મીત્ર મી. અદી ફીરોઝશાહ મરઝબાન, બી. એ., જેવણુની માયાભરી પરવાનગીથી, એવણુના જાણીતા કારટુનીસ્ટ મી. યાદેવ પાસે મેં આ ચોપડીમાં રજુ થતાં ચીત્રો પડાવ્યાં છે, તેવણુનો દીલોજાન આભાર માનુ છું, તેમજ વલી હોરન્બી રોડ ઉપરની જાણીતી "ન્યુ બુક કંપની" ના ભલા માલેક તેમજ મારા માયાલુ મીત્ર મી. ફીરોઝશાહ એફ. તારાપોરવાલા, કે જેવણે મને કીમતી સુચનાઓ તથા સલાહ આપી છે, તેઓનો પણુ આ તકે આભાર માનવાની રજા લેવું છું. તે ઉપરાત "જામે-જમશેદ" છાપાના જોડયા માલેક મી. રૂસ્તમજી કે. દારૂવાલાનો પણુ જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

છેવટે હું આશા રાખું છું કે, મારૂં આ નવું પુસ્તક પણુ, મારા આગલાં પુસ્તકો માફક વાંચક વર્ગમાં પસંદગી પામશે, અને જો તેમજ થશે તો, કદાપી ખુદાની મેહરથી કંઇક વધુ સંગીન લખાણો સાથે તમારી સામે ઉભો રહેવાની કોશેશ કરશ, ચાલો સાહેબજી! જય હીન્દ!

"રોક્ષાના,"
૧૦૯, ક્વીન્સ રોડ,
મુંબાઇ, તા. ૩૧ મી માર્ચ ૧૯૪૮.

લી. દુઆગો,
મીનુ હોરમસજી નરીમાન,
લેખક તથા પ્રકાશક.



# "હીટલર સાથે મુલાકાત !!"

## પ્રકરણ ૧ લું.

### ભરમ ભારી-ખીસા ખાલી!

નવરો બેઠો નખ્ખોદ વાલે,
આજે કંઇક ને કંઇક વલી કાલે;
મોરની ચાલ જો તીતર ચાલે,
તો જલદી થઇ જાય મોતને હવાલે.

**તમો મહેરબાનો સાથે સેવકની સ્હેજ ઓલખાણ.**

ખરેખર! ખોદાયજી આય દુન્યામાં આદમીઓને શું કામ પેદા કરતા હોશે? ફુકટ કાંદા પપેટાની ન્યાત જમાડવા, યાતો ધર્મના ધકેલા ખવડાવાજ તો! જે તમો મારી બાબદમાં બોલેબોલ ને બાલેબાલ ખરૂં પડેલું જોશો.

આપરો માનવંત સેવક મંચેરશાહ ઉર્ફે મંચુ માઇંડીયરે, જ્યારથી આય બેકદર, બેસબર, બેઅદબ, દોરંગી ને મતલબી દુન્યામાં જન્મ લીધોછ, ત્યારથી કંઇક હાડમારી, મુશીબત તથા આફતો વચ્ચે, લગભગ ૨૨ાા વરસ પુરાં કરીને ચોવીસમાં વરસમાં દાખલ થયો છે, જેનો હેવાલ લખવા બેસું તો તમો ને હું બેઉ મેડ થયા વગર કદી રહીશું નહીં, માટે ટુંકામાંજ પટાવવાનું હું દુરસ્ત ધારૂં છું, વીગેરે, વીગેરે.

સેવક, જ્યારે માત્ર ૫ વરસનો હતો ત્યારે મારા માયજી તથા બાવાજી એકાએક આય દુનિયામાંથી કલીક-માર્ચ કરી જવાથી, સેવક બીલકુલ નીરાધાર બની ગયા, પણ ગરોથમાન બહેસ્ત હોજો મારા એક પુરાં સગાં ફુઇજી આવાંબાઇ ઉર્ફે આલાંફુઇને, કે જેવણે; મને ગધેરીનું ચાલુ દુધ પાઇને હાલ

લગભગ ૨૪ વરસનો ગધેડો બનાવ્યો છે, તે માટે હું એવણનો જીંદગી ભરનો આભારી બન્યો છું, અને ફુઇજીબી લગભગ ૨૨ વરસનાં "મેરી વીડો" થવાથી અને પોતાને પેટે એક પણ છોકરૂં નહીં થવાથી, સેવકને દીકરો કરી લીધો હતો. શું મારા ફુઈની તારીફ કરૂં! જો મને જરા કંઇ સરદી થાય કે એક છીંક આવે, તો ડોસાં બધાં દોડધામ કરી મુકે, "તારા પરથી બધી મરી જાંઉ બાવા, એમ કોઇ છીંકે! કાંહ જાંઉ! કોઈ બુરાંને ન્યુમોન્યા ન્યુમોન્યા થશે તો?" ખરેખર, એવાં હેતવંટા અને કદરવંટા aunty dear તો થોડાનાંજ હોશે. May God bless her soul!!!

પહેલેથીજ સેવક શીખવા ભણવામાં ઘણાજ બેઢાર હતા, પણ, વટ કરવામાં તો પહેલે નંબરે આવે, પેલા કહે તેમ "ભરમ ભારી ને ખીસા ખાલી" તેમ બસ એસ્કી ટાઇટ ને ઇચમજીની માફક ચકચકટાં બુટ, સુટ ને મોઢાં ઉપર પાવડર લગાડીને ફરયા કરતા અને તેબી વરી ફુઇજીની દોલત ઉપર! (જેમ આજકાલના જવાન્યાઓ કરેછ તેમ). સેવક હવે લગભગ ૨૪ વરસનો દાઢી મુછવાલો માટીડો થયલો હોવાથી, ફુઇજીને જબરી અકરવકર થવા લાગી અને નજદીકમાં રહેતા કોઇ એક ચાકલેટ પારસી મીસ્તર, ગુસ્તાદજી ધાસલેટની, એકપુરી, નખરાબાંજ દુકતી કુંવરની સાથે મારૂં જબરીથી માથું ધોઇ નાંખ્યું અને એવી રીતે સેવક, family wayમાં યાને સીંગલમાંથી ડબલ થઈ ચુકા. My misfortune!

તમારા સમ વાત બહાર નહીં જાય. સેવક નાનપણથીજ મોજશોખ-ના ઘણાજ પુજારી હતા અને ફુઇજીએ પોતાની લાગવગથી એક "Hair Cutting Saloon" ખોલાવી આપ્યું, પણ તેમાંબી સેવકે કંઇ પણ સુખ જોયું નહીં. એકાદ બેન્કમાં રાખ્યો, પણ ત્યાંબી સેવક ચાલુ ગેરહાજર રહેવાથી પાનીચું મળ્યું, જે પરથી મારી હાથની ધર્તી કુંવર તથા ફુઇજી મારા ઉપર છેડાતાં અને તક મલે ત્યારે મુવા ને ભસ્તેગીયા કરીને ફુઇ મને સોજ્જામાની ગાલોથી ધોઇ નાંખતાં. Really, મંચુ માઇડીઅર ઓફ બેલાડં પીઅર, you are a damn lucky fellow; જે નસીબદાર હોય તેજ ડોસાં ડગરાંઓને હાથે ગાર તેમજ માર ખાય વીગેરે.

# પ્રકરણ ૨ જું.

ઉફ્! જુહાકી જરમન, છે પાજી તુંજ નામ,
ખોખરા કરવા તુને આવુંછ તારે ગામ.
મકદુર શું કે "હીટલર" કંઇ ચેંચી કરે,
ગોએરીંગ એનાં વરસ વેચી મરે.

સેવકે ગુસ્સામાં આવી જઇ શોધી કાધેલો નવો ધંધો. છેક જરમની તરફ્ વેપાર કરવા સારૂ સેવકે કીધેલી કુચ. પણ પરીણામ શું આવશે તે તો અલ્લાહ જાણે!

એક દિવસ, ભીખા બહેરામનાં કુવા પરની મારી બેઠ્ઠા બેકાર કલબમાં બેઠાં બેઠાં વાતચીત કરતાં મારા એક મીત્ર સોલુ સેઠોએ મને કેહે બાહરગામ જઇ, કંઇ ધંધો કરવાની બલામણ કીધી. "દીકરા! અહીં મુંબઇમાં ગમરી રહેવાથી કંઇ તારો શુકરવાર વલવાનો નથી અને ખુદાય રાખે તારા ફુઈ પાસે સારા પૈસા છે, તે થોડાક ઉધાર લઇ, હીંન્દુસ્તાનની પેલે પાર જઈ, કંઇ ધંધો કાંય નહીં કરતો?

મારા દોસ્ત સોલુનો idea મને ઘણો પસંદ પડયો અને ઘરે જતાંની સાથ, કુંવર તથા ફુઇજી આગળ એ મારો superfine idea રજુ કીધો. "ફુઇઆંય, બેઅદબી માફ્ છે કે મને અત્રે મુંબઇમાં કોઇપણ નવો ધંધો હાથ નહીં લાગવાથી મેં આજથી એવો મક્કમ વિચાર કીધોછ કે મારે હીંન્દુસ્તાનની બાહર જઇ વસી, ને કંઇબી નવો ધંધો કરવો અને........

"ઓ વાય મરેરે! પણ બાવા, એ પવન એકાએક કાંહથી તારા ભેજામાં ભરાયો! અહીં ધંધા કરીને પરવાર્યો, તો વરી બાહરગામ તે શું ધંધો કરી મરવાનો હતો! પણ હું એમ પુછું કે તું કાંહ સધાવવા માગેછ અને વલી નવો તે શું ધંધો કરવા માંગેછ?" ફુઇજીએ સવાલ કીધો.

"તે છેતે કે વાત એમ છે my darling aunty, કે હું જર્મની જઇ એક Indian curiosની દુકાન ખોલવા માંગુછ, જેવી કે, મારી કુંવર, તથા તમારી થોડીક ધાટપોટની ઇજાર, હાથે ભરેલી કોરો, પાણીના અચાર, વીગેરે વીગેરે અને ફુઇજી, જો ખુદાનું ચાહવુ હોશે તો થોડાક વખતમાં, હું લાખો

રૂપીઆ કમાઇ, મુંબઇ પાછો આવી, તમો સર્વને અમનચમનમાં રાખશ. બાપના સમ! પણ તેટલાં તમો મને થોડાં દોઢયાંની મદદ નહીં કરો ફુઇજી માય!"

હજી કંઇ વધુ આગળ બોલવા જાંઉ, તેટલા ફુઇજી વચમાં બોલી ઉઠયાં, "એ ચક્કર છાપના ધાસલેટ, તું ચાલ્યો ચાલ્યો છેક જરમની કયાં જવા નીકળ્યો? શું તુંને અત્રે કંઇ કામ ધંધો હાથ લાગતોજ નથી? ભલે તારે જવું હોય તો જા, પણ મારી એક સલાહ માની, સાથે કોઇ આપરાં સગાં-વાહલાં કે દોસ્તદારને લેતો જા, કે દુઃખે સુખે કામ લાગે, નહીં તો પારકા મુલકમાં તુંને કાપીબી નાંખશે તો ત્યાં સરોષ તુંને કેમ પહોંચશે! અમે અહીં જાણશું તો ઉઠીયાણું ચાહરમબી કરાવશું અને પપેતબી ભણાવશું. પણ ત્યાં કોણ તારી ચાર દાહડાની કીયા કરવાનું!!!"

વ્હાવવાજી! બ્હાવવા! શું મારા હેતવંતા અને કદરવંતા ફુઇજી છે! ખરેખર, ફુઇ હોય તો એવાં જ હોજો! પેલા કહે તેમ "ફુઇ ને કુવે પડીને મુઇ!" પણ ફુઇજી, ખુદા ખાતર તમે કુવામાં નાં પડતાં, નહી તો હું સાવ બાપલા વીનાનો થઇ જવશ જો! ઘણું જીવજો અને ઘણું દુઃખ I mean સુખ જો જો, એકસેતરા! એકસેતરા!"

અને અહીં ફુઇજીની સેમીકોલન સાથે મારી કુમલા ભીંડા જેવી સુખ દુઃખની સાથી કુંવરે કપાલનો ચીલ્લો ચઢાવી બોલવાનું શરૂ કીધું, "ઓછી પીડા! પણ આય મુવા ચોકલેટ પારસીને કોઇ પુછે? ચાલ્યો ચાલ્યો જર્મની કાંય ઘસરાઇ તણાઇને જવા નીકલ્યોછ! તમુંને અત્રે કઈ કામધંધો હાથ લાગતોજ નથી? સેવ પાપડ કાંય નહી વેચતા? જરીપરાણાવાલાનો ધંધો કાંય નહીં કરતા? જોવ મંચેરશાહ, હું તમોને સાફસાફ કહી દેઉંછ કે તમુંને હું એખલા જર્મની તો શું, પણ બીલીમોરા કે નવસારીબી જવા દેવાની નથી. મને શું છેકજ ચાંપવાલી રબરની ડોલી બોલી સમજ્યા? અરે અહીંબી દમણની ખારીનું ખારૂં પાણી પીધેલું છેજો! ને તમારા પેલા ૯ પોશાગીર સાલાઓને ઓલખોછ કે? મારી તો તમોને જરમની મોકલવાની મુદ્દલ ખુશી નથી, છતાં દીવાલીના છમણાં પેરે તમે ત્યાં તણાઇ જવા માંગતાજ હોવ, તો કોઇ સગાવાહલા કે દોસ્તદારની જોડીને સાથે લેજો, કે દુઃખે સુખે કામ લાગે અને વલી ત્યાં જો તમારૂં બનપાંઉ જેવું નબલું હાર્ટ બેસી જાય, તો વલી ગેહ સારવા ઉભાબી રહી જાય! વેલ તમે જરમની જાવ કે જહાંનમ જાવો, પણ મારા ભરણપોષણનું શું? અહીં મારૂં પુરૂં કોણ કરશે; તમારો

બાપ બનેવી કે? થોડું બોલવે ઘણું સમજી મરજો અને અક્કલ વેચી ને ચના ના ખાતા, સમજ્યા કે?"

"આફ્રીન છે કુંવર, મારા તરફની તારી આવી લાગણી માટે દસ હજાર આફ્રીન છે; પણ કલેજાં, તું આટલી બધી આવરી બાવરી કાંય બનેછ? તારૂં જીંદગી સુધી ગુજરાન કરવા આપરા પારસી લગન મરણ અને મેત્રીમોનીયલના કાયદા મુજબ અહીં જીવતો બેઠેલો છેવું અને ધાર કે હું મરીબી ગીયો, તો તુંને શું ખોટ જવાની છે! તું તો ચપ દેતી કે પાછી પરણી બેસે તેમાની એક છે," મેં કુમલીને થંડી પાડતાં કહ્યું. "તું ના ફીકર કર માયલાં, દર મહીને હું તારા ઉપર ઘર ખરચ માટે સારી જેવી રકમ આલુનાં પાતરાંમાં બાંધી મની ઓર્ડરથી મોકલી આપશ, so why worry, મારા જાન! એમ તોપલે ને સુપરે રૂપીયા તો આવશે. બસ પાન ચાવે તેમ ચાંદીના રૂપીયા આબ્બાજ કરજેની, why do you afraid?"

જેમ તેમ સમજાવી પટાવીને કુંવરને થંડી પાડી અને ફુઇજી તરફ ફરીને મેં કહ્યું, "મારા મુંગેમોંઢેનાં ગરીબ ગાય, માયતોલના ફુઇજી, મને ધંધો કરવા સારૂ એક રૂ. ૫૦૦૦ તમો નહીં ધીરો! હું કમાઇને, બાફનાબોલે, સઘલા પૈસા તમોને પાછા વ્યાજસીકકે ફેરવસ અને ધારો કે તેમ નહીં બને તોબી શું ફીકર? હવે તમો જીવી જીવીને કેટલાં વરસ જીવસો અને મારા સીવાય તમારૂં બીજુ ખાનાર પીનારબી કોણ છે?"

"જો મુવો લાયકીનું ખોરચું બોલ્યો તે! મુવા તારે એનો માયનો એમ થાયછ કે પૈસાને ખાતર તું તારાં ફુઇની મરવાની વાર જોયછ! ભલા કાજે દીકરો કીધો. જો કેઠેના દુવાર, હું આજકાલ તો મરવાની નથી અને સો વરસ પુરાં કરીને જવશ. વારૂં ચાલ, જ્યારે તું આટલી બધી આજીજી કરેછ તો મારા તરફથી તુંને રૂ. ૧૦૦૦૦ આપશ. તારા જીવ કરતાં કંઇ જાસ્તી છે કલેજાં!. મારા પછી એ બધું તારૂંજ થવાનું, તો કાંય નહીં"........ ફુઇએ મને સધ્યારો આપ્યો.

"ઓ થેંકયુ આન્ટી ડીઅર! થેંકયુ સો મચ! It is very sweet of you. May your soul rest in peace! Amin!

"પણ બાવા, એ તું બધું અંગ્રેજીમાં શું ફસ ફસ બોલી ગયો, કંઇ સમજ પડે?"

"એ તો માયજી ખોદાયજી પાસે દુવા માંગી કે જીવતાં રહેજોને ઘણું ઘણું સુખ જોજો! વીગેરે વીગેરે" સેવકે ખુલાસો કીધો.

"કપાલ તમારા બાપનું! બધી વાત તો બાજુ રહી, પણ હું એમ પુછું મંચેરશાહ, કે તમો સાથે કોણુને લઈ જવા માંગોછ?" કુંવરે સવાલ કીધો.

"વરી કોણુને! તુંને નહીં તો શું તારા બાપ બનેવીને?"

"નહીં બા, હું તો મરતાંબી અહીંથી જવાની નથી. તમારે જોઇએ તો તમો ફરાવ, જોઇએ તો કોઈ બીજાને સાથે લઇ જાવ, પણ મારા નામ પરતો પુરોજ મુકજો."

"ઓછી પીરા, તું તો હંમેશની રડતી ચનાવાલીજ રહી ગઇ. ભલે જો એમજ હોય તો લાવ, હું મારો માસીનો દીકરો ફલી જંબુસરયો, કે જે આજે વરસો થયાં બેંન્કમાં માસીક આના ૮૦૦ ને પગારે નોકરીએ સબડયા કરેછ, તેને પુછી જોતે. ફલીઅંદો તો મુશાફરીનો શોખીન, એટલે વગર ખરચે જરમની જવા એકકે બોલે જરૂર કબુલ થશે. (મફતનાં મરી કોણુને નહીં ભાવે?) ને પેલો મારો દોસ્ત સોલુ સેંડોબી જરૂર મારી સાથે આવશે, કે સુખે દુઃખે કામ લાગે, તથા સરસામાન સાફસુફ રાખે, ફરીને મેં આપરા નોકર જીવણુંનેબી સાથે લઇ જવાનો ઠરાવ કીધોછ. હવે તારો જીવ ઠંડો પડયો કુંવર?" મેં મારા તરફથી બે બોલ કહ્યા.

"પણુ મંચા, જો તુંને કંઈ વાંધો નહી હોય તો મરૂં હુંબી તારી સાથે જરમની આઉં! તારા બહેસ્તી ફુવા ફરદુનજી રોજ કહેતાતા કે આલાં, હું એક દિવસ જરૂર વેલાયતની મુસાફરીએ જવશ, તે બીચારા પોતાનો ઓરતો પુરો કરે તે પહેલાં તો બ્હેસ્ત મુકામબી પામી ગયા. તેમ મારા દાખલામાંબી બને તેની ખાત્રી શું? પેલા કહે તેમ માંય જીવ્યા કરતાં જોયલું ભલુ!" ફુઇએ પોતાની ખુશી બતલાવી.

"જરૂર આવો, મારી આંખનાં જોરે આવો! તમારાં પગલાં કોણુને ત્યાં છે? ઉલતાં તમે મને કામ આવશો અને મારા ધંધા તથા ઘર ઉપર દેખરેખ રાખી શકશો."

ખુશાલીમાં આવી જઇ, મેં દોસાંને દાબીને બગલગીરી કીધી અને ખાંધે મારી આખે ઓરડે ફેરવ્યાં, જે ઉપરથી ફુઇ બોલ્યાં, "અરે બાવા, એ શું નાદાની કરેછ? રખેને મને ફેકી દેતાં મારા હાડકાં પાસરાં ભાંગી જાય, અને મને જરમની જવાને બદલે ઇસ્પીતાલમાં જવું પડે? ખુદા કોઈ દુસ્મનનેબી એવું નહીં બતલાવે જો!"

મારા સગા ફુઇ જંબુસરીવાને બોલાવી એને બધી વાતથી વાકેફ કીધો અને એતો એક બોલે મારી સાથે જરમની જવા કબુલ થયો. સોલુ સેંડાએબી પોતાની મોટી ખુશી બતલાવી અને મારા નોકર જીવણુંને પુછતાં તે તો માથુ ધવડતાં કાંસકુસ કરવા મંડી ગીયો, "એ હું બોલો મંચી છેટ? તમોએ કંઇ છપનો નથી જોયોને? તમારા છંમ મને તમારી છાટે ઓલું છું, જમ્મની, જમ્મની, જવા બહુએ ગમતુંસે. પણ મારી મંગલી ને પોયરાઓનું કેમ? મારી મંગલી તો કહેતી છે કે હું તો બા તમારી છાટેજ આવવાની. તમો મછાંનકાંથે જછો, તો તાંબી છાતેજ આવવાની! મારે હવે કરવું છું તે કાંઇ છમજ પડતી નહીં, અઉવે!"

"Let me tell you જીવણુ, કે તું પેહલા નંબરનો big ગધેડો છે."

"હું ગધેડો! ત્યારે શુ મંગલી ગધેડી! મારી નાંયખારે મારા બાપ આ છું"………

"એમ મરદ બચ્ચો થઇને બઇરીની ગુલામગીરી કોઇ કરેકે? બઇરાંઓને તો ખાસરા તરેજ રાખવા જોઇએ! ભલે તું કેકનો ગુલામ થજે, બુરનો થજે, ફ્લાવરનો થજે, ડાયમંદનો થજે, પણ કોઇ કાલેબી બૈરીનો ગુલામ તો નાંજ થતો," સેવકે સલાહ આપી.

"ભેવ રાજા બોલ્યા ને ડાહરી હીલી! મંચેરશાહ, તમે કંઇ મનમાં ખાંડ બાંડ ખાતા નાં. તમો બઇરાંઓને સ્વરાજ મલવા દેવ, પછી જોવકે તમો માટીડાઓને કેમ આંગલી ઉપર નચાવ્યેચ તે! આગલો જમાનો ભુલી જાવ, શું સમજ્યા?" કુંવરે ઉભરો ખાલી કીધો.

"બાપુજીનેબી શું કહું! કાંહને કાંહ બઇરાઓનાં મસ્તક ફેરવી મુક્યાં," એમ મનમાં બબડતાં જીવણું તરફ નજર કરી હું બોલ્યો, "તું ફીકર નાં કર જીવણું, મારી કુંવર તારાં બઇરી બચ્ચાંઓને જોશે. પછી કંઇ છે? ચાલ તું મારી સાથે મારકીટ આવ તુંને સોજ્જાં કપડાં ચપડાં અપાંઉ."

"કોણુ નાં કીહે છેવક તમારો તૈયાર છે." જીવણુંએ ડોકું ધુણાવ્યું.

પછી અમે લોકો કપડાં ચપડાં લેવા મારકીટ ગયાં. સેવકે, ફ્લીએ, સોલુએ તથા જીવણુએ "Laffans" માં નવા સુટો તથા ખમીશો સીવાડવાના ઓર્ડરો આપ્યા તથા "Whiteaway" માં જઇ, નવી Sola hat તથા ફેલ્ટ

ટોપીઓ લીધી. (અમારે ખરચે નહીં પણ ફુઇજીના ખરચે) બસ, કોણના બાપની દીવાલી! ઉડાવ દોસ્ત લાલ વાવટો (મફતનાં મરી કોણને નહીં ભાવે, હરામકા ખાના કોણ નહીં ખાવે!) ડોસાંએ "હોરમસજી એન્ડ સન્સ"ને ત્યાંથી ઇજાર માટે થોડાક વાર કપડું તથા કાડાંપાટી બે ચાર સાડીઓ લીધી, જે જોતાં ફૂલીએ કંઇ બીજી એરકી સાડીઓ લેવાની ફુઇજીને આજીજી કીધી, તો ડોસાં તેના ઉપર ઉલટીજ પડયાં "ચુપ, મુવા મરધા! અમારાં બેરાંઓના કપડામાં તમો માટીડાઓ શું સમજો! બસ જેમાં હોય તેમાં નાખ્લે મોંઢે ટકટક કરવાની ખરાબ આદતજ પડી ગઇછ। પેલો આપરો કબીર શું કહી ગ્યોછ.

પાસ હવે જર તો ચાહે સો કર,
પાસ ન હવે જર તો ટકટક મટ કર.

"બરાબર છે ફુઇજી માય, એ પારસીને જેમાં હોય તેમાં માથુ મારવાની બીલકુલ ખરાબ આદત પડીછ. હું તમારા બોલવાને મારા તરફથી દીલોજાન ટેકો આપુછ," સોલુ ડાહયો થયો.

લેવ માય ઉસાની જગ્યાએ મુસા બોલ્યા! ત્યારે સમજ એ સોલુ ડાબા કાગરા—

ફીરતે હય મસ્તક મેરા, કરો મત સોલુ હેરાન,
જાસ્તી ટીકટીક મત કરો, નહીંતો (ખાસડેસી) કરેંગા બેજાન.

ફુઇજીને આવાં ટપેલાં જોઇ, બરડો પસ્વારી, ઠંડો લેમન પાઇ, ઠંડા મીઠાં, કરી, ગોદરું ઓઢારી સુવારી દીધાં અને હમો પણ ગોદરું ઓઢીને સુઇ ગયા (હંમેશ ને માટે નહીં જો?).

## પ્રકરણ નંબર થ્રીઇઇઇઇ!

### "વહાણની સફર અને અફલની કસર."

મોલ સ્ટેશન તરફ જવાનો રસ્તો લીધો,
પણ હાય નસીબ હમારાંએ દગો દીધો.
સ્ટીમરમાં એકાએક પડયું મોટું જેવું ગાબડું,
તોબી કપ્તાન કહે મીસ્તર તુંમી નકા ગાભરું!

## "ગીયાં તવડી ને આયા રવડી."

જાનતી ઉતાવલે અમો જરમની ઉપડી જવાને સારૂ બધી દોડધામમાં પડયાં. ફુઈજી રાસ ટપકામાં ઘણું માનનારા હોવાથી જીવણું પાસે અમો સર્વના ટપકાઓ પેલા રાસ ટપકા જોનાર જાણીતા ને લોક માનીતા જોતીશ મહારાજ બેરામ ભરૂચા ઉપર મોકલી આપ્યા, જેઓએ કુંડલીનાં ફલો જોઇ કરી, આવતી અમાસનો દીવસ સૌથી સારો અને મુરતનો દીવસ હોવાનું અમોને જણાવ્યું, જે સાંભળતાં ડોસાં છછની પડયાં "કપાલ એના.........! કોઇ અમાસને દાહડે બાહારગામ જાય કે? લાવ મરૂં મંચા તુ જરા મારા ઓરડામાંથી પંચાંગ લઇ આવ, હું મુરત જોઇને તુંને ઓય દેતી કે કેહુ. એમતો બાવા મેંબી નસીબ જોઇને ઘણુંઓનાં રૂવાનો રખડાવેલાં છે."

ફુઇનાં ઓરડામાં જઇને પંચાંગ એવણુને લાવી આપ્યું, જે પરથી ફુઇએ ઉપડવાને સારૂ ચાંદરાતનો દિવસ નક્કી કીધો અને તે મુજબ હમો ગોઠવણુ કરવા મંડી ગયા, જે સાંભળતાં કુંવર વરી પાછી ફરી ઉઠી." ત્યારે મંચેરશાહ અંતે તમે જાવોછ ખરા, નહીં વાઈ? ભલે જોઇએ તો જરમની જાવ કે ભસ્તે જાવ, પણુ દુધવાલો, પાંઉવાલો, હજામ, ધોબી, દરજી, બધાંઓના ચચાર મહીનાઓના બીલો ચઢયાંછ, તે કોણુ ચુકવશે, તમારો કાકો કે? તમો તો એમ ચીંગા મીંગા થઇ ચાલ્યા જશો, તો પછી મારી શું હાલત?"

"અરે પણુ હું કાંહ જાથુકનો જાઉંછ, યાતો કે ધપી જાઉંછ, જે તેની વાત! જે લોક પૈસા માંગે તે લોકોને ખુલ્લે ખુલ્લું કહેજે કે શેઠ બાહરગામ ગીયાછ, આવીને તમારા પસા ચુકતે કરશે. એટલીબી તારામાં sense છે કે નહીં? Let me tell you કુંવર કે તારામાં ભેજું છે પણુ અક્કલ નથી. Oh! You women are simply,........."

"ને જોવ મંચેરશાહ જરા સ્થાન સલુકાઇથી અને આબરૂ ઇજ્જતથી વરતજો. તમારી બુરી ચાલ પ્રમાણે વરી પોરીઓની પાછલ દોડતા ના અને તમારા પેલા કઝીન ફલીથી જેટલા દુર રેહશો, તેટલું તમારા લાભમાંજ છે, કારણુકે એ મુવો બટકો, ચાલનો પાધરો નથી ને મને ફીકર લાગેછ કે રખેને તમોને બીગાડે. મને કહશો, કે કીયો માટીડો વીલાત ફરવા ગીયોછ, તે કાંઈ મુઈ ચોટલાબરી ગોવેગરીને પરણી અને હાથમાં એકાદ Calender (બચ્ચાં) વગર પાછો ફર્યોછ?"

"અરે પણુ ડાર્લીંગ કંઇ બધાંજ આંગલાં સરખાં હોયછ, એમ તો કંઇક........."

"હા, પણુ એટલુ સારૂં છે કે પુઇજી માય તમો લોક સાથે છે, કે જરા તકેદારી અને દેખરેખ રાખી શકે, નહીંતો તમો બન્ને જણાઓ તમારી જાત ઉપર જ્યા વગર રેહતેજ નહીં. ચાલુ મારા ઉપર વીગતવાર કાગળ લખ્યા કરજો અને દર હમકારે, તમારા રીવાજ મુજબ, કોઈ અગ્યારી કે આતશબહેરામ જરૂર સુખડ ચઢાવજો."

"જરૂર ચઢાવશું! બાપના બોલે ચઢાવશું! (પણુ જરમનીમાં કંઇ આતશ-બહેરામ કે અગ્યારી બરયાં હોય તારે કેની!) ને તું કહેતી હોય તો તારે નામની રોજ પપેટ ભણુશ, કે ખોદાયજીએ મારે ગલે કહાંથી એવી બલા ઓરવી?"

"ને મરૂં જેવા તમે બે હાથ, બે પગ, બે આંખ, બે કાન ને આંય પપેચ્ચા જેવા સોજ્જાં નાક સાથે સીધારોછ, તેવાજ હસ્તા રમતા પાછા ફરજો. જાવ મરૂં ફતેહ કરો! ટટા, ચીઅરીઓ. કુઉઉઉ!!"

"થેંક્યું મારા કલેજાં, થેંકયું મચ મચ for your ગુડ wishes" મેં કુંવરનો આભાર માન્યો.

બનતી ઉતાવલે પુઇજીને એક સોલીસીટર આગલ લઇ જઇ એવણનું વીલ મારી તરફેણમાં કરાવ્યું, તેમજ અમો સર્વ જણુના વીમાઓ ઉતરાવ્યા અને પછી 'P. & O.' કંપનીની આફીસમાં જઇ, સર્વ જણની (પુઇ, ફલી, સોલુ, સેવક તથા જીવલાંની) 1st classની સીંગલ પેસેજ લીધી, જેનો સઘલો ખર્ચ પુઇને માથે ચઢાવ્યો.

જરમની તરફ કુચ કરનાર અમો પેહલવેહલા પારસી, ને તેબી વરી જરથોસ્તી પારસી (વાંસદાવાલા નહીંજો!) હોવાને સબબે, પારસી કોમ, તેમજ શહેરમાં ઘણો ઉત્સાહ ફેલાયો. પારસી કોમ તરફથી પારસી પંચાયત હસ્તક અમોને માનપત્ર તથા પુલપાન એનાયત કરવામાં આવ્યાં અને અમારે બંગલે બધી દોડધામ તથા લોકોની આવણજાવણ શરૂ થઇ.

છાપાના પ્રતીનીધીઓ interview સારૂં ત્યાં બંગલે આવી લાગા અને તે લોકને interview આપવા માટે, મને ઘણું દબાણ કીધું અને આખરે નછુટકે, મેં તે લોકોની અરજ કબુલ રાખી, નીચલો ટુંક interview આપ્યો:-

બીરાદરો—

તમો સર્વ સારી રીતે જાણો છો કે જરમની તરફ પેહલવેહલા પારસી

તરીકે જનાર, હમો લોકો છૈયે. હમારી મુલ મતલબ, જરમની તરફ જવાની ધંધા અર્થે છે અને એ ધર્તી ધ્રુજાવનાર 'હીટલર', તું જાણીને ધ્રુજ કે અમો બસ્તે કુસ્તીબાનો તારા દેશમાં આવી, અમારો ધંધો રોજગાર ચાલુ કરી, ત્યાં રહી મુકી, ફાવે તો એક પારસી કોલોની સ્થાપવાનો ઇરાદો છે અને......

"જેમ પેલો બહમન બનાજી, ઉરનમાં એક પારસી કોલોની સ્થાપવાનો હતો તેજ માફક કે?" 'જામે જમશેદ'ના રીપોર્ટરે સવાલ કીધો.

હમો હીટલરને બતલાવવા માગ્યેછ કે ફક્ત જરમનીમાંજ કાંઇ બેજા નથી, પણ ખુદ હીન્દવાસી અને તેબી વરી પારસી જેવી નાની કોમમાં પણ પડેલાં છે. (હીઅર! હીઅર! ના અવાજો) હમારી સાથે ૬૦ વરસના મારાં ભરજુવાન 'બેરી વીડો' ફુઇ, મીસીસ આવાંબાઇ અડગરાબી જનાર છે, જેવણ હમોને હમારા ધંધામાં મદદ કરી, ત્યાંના લોકોને હીન્દી તેમજ પારસી વાણીઓ, જેવી કે વરઘવરાં, ચપટાં, કરકરયાં, કેરવઇ વીગેરે, વીગેરે, શીખવવાનો ઇરાદો રાખેછ. હમો તમો તરફ હમારા Progress વીશે ચાલુ લખતાં રહીશું, તેની ખાત્રી રાખજો. વંદે માતરમ! હીંન્દુસ્તાન ઝીંન્દાબાદ! જય પાકીસ્તાન! સીકીસ્તાન! રાજાસ્તાન! વીગેરે, વીગેરે.

બીજે દીવસે સહવારના "જામે જમશેદ" તેમજ બીજા છાપાઓમાં અમારો ફોટો તથા interview પાયદસ્તની કોલમની બાજુમાં છાપવામાં આવ્યાં હતાં, જે ઉપર નજર પડતાં ડોસાં બોલ્યાં, "મરરે! એ મુવા છાપા-વાળાઓને કોઇ પુછે? જાણે આપરી પાયદસ્ત છાપતા હોય તેમ ફોટા સાથે હેવાલો સાના છાપ્યા? આપરાં નામ પરથી બધું ઓવારયુંરે!!"

હમારી રવાનગીની ખુશાલીમાં હમારા સગાવાહલાં, દોસ્ત દુશ્મનો તથા હેટના કટકાઓએ, 'હલાઇ બાગમાં' એક જાહેર ખાણું કરી હમોને માન તથા શોભા આપી, 'Bon-Voyage' તથા 'હરતાં રમતાં પાછા ફરજો.' કરીને દુવાઓ ગુજારી. બદલામાં હમોએ પણ તે લોકોને, મારાં ફુઇને બંગલે, એક ખાણું આપ્યું અને મારી બાજુમાં બેઠેલી મારી પેલી સગી 'કુમી કોકટે,' મને પુછ્યું, "તમે અચબુચ જર્મની કાંય નીકલ્યાછ જવા?

"તારૂં, ને તારા બાપનું માથું ફોડવા?" મેં જવાબ આપ્યો.

બધી સલામતીઓપર સલામતીઓ લેવાઇ અને હમારી તારીફો ઉપર તારીફો થઇ, જેના જવાબો આપતાં હું ધસાધસ રડી પડયો, જે જોતાં

ડોસાંનો જીવ મુંગાયો, "નાંરે મરૂં! એમ કોઇ સારે સપોરમે દાહડે આખ-પાણી કરે, ને અમસો પોતીકો જીવ બગાડે કે?"

"શું કરૂં પુઇજી, નાનપણુથીજ મારૂં હેયું પોચ્ચું, તે જરા જરામાંજ મારાથી રડી પડાયછ. આય બધાં લોકોથી છુટટાં પડવાનાં વિચારથી જાણે મારા કલેજાં કપાઇ જાયછ."

"કંઇ નહીં મરૂં, તું ઘેરે ચાલ, ને હું બે ચાર ગોટ બ્રાન્ડી પાવશ કે પાછો તુંને હુસ્યારી આવી જશે, દાઢી મુછવાલો થઇને એમ કોઇ ભર લોકમાં બચ્ચાંની કાની રડે કે? ચાલ હવે ઘેરે જઈ, ગોદરૂં ઓધીને સુઇ જા, અને સહવારના હસ્તો રમતો ઉઠજે." પુઇજી એ મને સમજાવી પટાવી સુવાડી મુકયો.

અંતે સેવકનો ઉપડવાનો દિવસ આવી પુગ્યો અને તે સબકતો દિવસ આજનો હતો, કે જે દિવસે સહવારના ચાર વાગતે ઉઠી, પુઇએ બધી દોડધામ અને ગડબડ સરબડ કરી મુકી. પાંચ વાગામાં તો ગોયનોએ દરવાજે બેસી, ભેંસાસુર અવાજે "સખી સુરજ ભલે ઉગે આવેરે, કે આવાં ડોસાં મુસાફરીએ જાવેરે" કરીને ગાવા માંડયું, અને જાણે એટલું ઓછું હોય તેમ સાંમેની બાજુએથી નાનખટાઇ બેન્ડવાલાઓએ 'ભોં ભોં!' કરીને વજાડવા માડયું અને સાથે કુતરાંઓએ ભસીને આખ્ખો મોહલ્લો ગજાવી મુકયો. અવાજ થવાથી સેવક પણુ જાગી ઉઠયો અને આંખ ખોલીને જરા ઓરડામાં નજર કરૂં, તેટલાં ડોસાંએ ત્યાં આવી, મને ઉઠી નાહી ધોઇ સેવ દહીનું મીથ્થું મોહું કરી અગ્યારીએ સુખડ ચઢાવી આવવાનો હુકમ કીધો અને 'head-quarters' તરફથી મલેલા હુકમને તાબે થયા વગર સેવકનો છુટકોજ નહીં હતો.

અગ્યારીથી પાછો ફરતાં જોઉંછ તો બધાં સગા વાહલાં દોસ્ત મીત્રો, મોટી સંખ્યામાં અમારે બંગલે મલવા આવવા લાગાં. તેમ તેમ, પુઇજી તો ઓછાં ઓછાં થઈ જતાં અને બધાને ગલે વળગી વળગીને કોટીઓ તથા બગલગીરીઓ કરતાં કરતાં, બીચારાં થાકી ગયાં. લગભગ ૧૦ વાગાને સુમારે હમો ગાડીઓમાં બેસી, 'બેલાર્ડ પીયર' (મોલ સ્ટેશન) તરફનો રસ્તો લીધો અને બધાંઓએ પણુ મોટરગાડીઓમાં અમારી પાછળ પાછળ આવવા માંડયું, જે દેખાવ કોઇ જાણીતા આસામીની પાયદસ્ત જતી હોય, તેવો ખ્યાલ આપતું હતું.

આખરે અમો 'મોલ સ્ટેશન' ઉપર આવી પુગાં કે જયાં પણુ લોકોનું એક મોટું ટોલું અમોને આવકાર આપવા રાહ જોતું ઉભું હતું. ફલુ તથા સોલુ સેંડાબી પોતાના કુટુંબ સાથે આવી પ્હોંચ્યા, અને એકમેકને મલવા

ભેટવા, તથા કોટા ફીસી કરવાની Ceremony, તથા ફુલપાન આપ લે કરવાનું શરૂ થયું, પેલી મારી સગી 'કુમી કોકડી' ફુઇને ઓવારણાપર ઓવારણાં, તેમજ બગલગીરી કરતાં બોલી, "ફુઇજી માંય, આગબોટ ઉપર બહુ સંભાલીને ફર હર કરજો અને તુટક ઉપર ભણુવા બેસો ત્યારે ખુદા ખાતર, અંદરથી રહેજો અને બીલકુલ દરીએ ડોકાવતા નાં, નહીંતો ચક્કર આવવે કદાચ દરીયામાં તમો તુટી પડશો તો અમારે માથે........"

"ચુપ મુઈ, હવે ઘણી ડાહી ઢાગરી નાં થા. મારા જીવની સંભાલ કેમ લેવી, તે મને બરોબર ખબર છે. જો મુઇ આટલી સરખી મને શીખામણુ આપવા આવી તે!" ફુઇએ કુંમીની જાટકણી કાઢી.

એક બાજુમાં ફૂલી તથા સોલુની બૈરીઓ, તેઓને કોટા ફીસી કરી, બોર બોર જેવા આંશુઓ પાડી, રડી, તતરી, બધું ગોધ્યારૂં કરી મુક્યું. તેટલાં મારી કુંવર, એકાએક મને વળગી પડતાં બોલી, "અંતે તમો એકલપેટા પારસી, મને તવલતી મુંકી જાઓછ ખરા! કંઇ નહીં. ખોદાય મારી સંભાલ રાખશે! હું કેવું ઇચ્છુંછ કે ખોદાય કરીને હજુ તમો જતાં અટકો, ને મારી દુવા ફલે!"

"જોયું બાપુ! બઇરી હોય તો એવીજ હોજો! ઉપડતી વખતે પોતાના માટીને કેવી સારી અને ભલી દુવાઓ દેછ તે!" મેં જરા રતી બલાપો કીધો.

બીજી બાજુએ જોઉંછ તો મંગલી જીવણુંને બગલગીરી કરતી ઉભી હતી અને તેના પોર્યાએ ધોતીયામાંથી ખેંચતાં, જીવણુંનુ ધોતીયું છુટી જતાં, બધી તાંહ હસાહસ થઇ રહી. ગરીબ બીચારો જીવણો!

આખરે અમોને 'Medical–examination' માટે જવા સારૂ કેહવામાં આવ્યું, કે તુરત પાછી બધી કોટા ફીસી ને રડારોડ શરૂ થઇ. જે દેખાવ જાણે હમો બોટપર ચઢવાને બદલે ડુંગરવાડી ચઢતાં હોય તેવો ખ્યાલ આપતો હતો. ખુદા, અમારા રૂહોને સલામત રાખજો!

જેવા અમો 'મેડીકલ એકઝામીનેશન' આપી બાહાર આવ્યા કે તુર્ત હમોને કહેવામાં આવ્યું કે બોટમાં કઇ સમારકામ નીકલી આવવાથી આજે તે ઉપડી શકશે નહીં, અને તેને સુકી ગોદીમાં લઇ જઈ, સમારકામ કીધા પછી, ક્યારે તે પાછી ઉપડશે, તે સર્વ ઉતારૂઓને વખતસર જણાવવામાં આવશે.

આ સમાચાર સાંભળતાં સર્વ જણાં દીલગીર થયાં, પણ પેલી મારી સગી 'કુંભી કોક્ટી' ડાહી થતી ડોસાં આગલ આવી, "શું કહું ફુઇજી આય! જ્યારે આપરે બંગલેથી નીકલ્યાં, ત્યારે મેં એક કારી બીલાડીને આરી ફરી જતાં જોઈ, તે વખતેજ મને લાગું કે કંઇબી નવું જુનું થયા વગર રેહશેજ નહીં અને........"

"ચુપ મુંઇ કારી બીલાડી, એમાં બધો તારોજ વાંક છે! તમો બધાં નજરનાં લગાડતાં મરો એમનાં એમ" ડોસાં બબાલ્યાં.

બાજુમાં એક બાજત ઉપર સોલુ સેંડો, જાણે એની કોઈ મમઈ બપઈ મરી ગઇ હોય તેમ કપાલે હાથ દઇ બેઠો હતો. તેની બાજુમાં જઇ હું બેઠો અને ગલામાંથી ફુલનો ગજરો કાઢી, તે આંખમાં દાબી, બાપુરજી શેકસ્પીઅર કહે તેમ બોલ્યો કે—

"કરમાયું ફુલ તો સુંઘેલું શું કામનું
આબરૂ ગઇ તો જીવેલું શું કામનું?"

અને પછી ધસાધસ રડી પડયો, જે જોતાં ફુઇ મારી આગળ આવી, મારો બરડો પસ્વારી, મને થંડો પાડયો, "નાં રડ, મારા કલેજાં કરૂં, નાં રડ! એમા નાસીપાસ તું સાને માટે થાયછ? કંઇ નહીં દીકરા, આજે નહીં તો આવતે અઠવાડીયે જઇશું. જરા ધાસ્તી છોડી ને હીંમ્મત પકડ. વખતના ઢોલ વખતેજ વાગેલાં સારાં, મરૂં!"

"ફુઇજી, એમાં ખરૂં પુછાવો તો બધો વાંક મારી 'કુંવર'નોજ છે. એ કમબખત કયારની દુહવાર વાણી કાઢતીતી કે ખુદાય કરીને તમો હજુ જતાં અટકો! ખુદાય મારી દુવા ફલે વીગેરે,–તે અંતે બાલેબાલ ને બોલેબોલ ખરૂં પડયું. પણ હું બી તો ખરો કે જો આંઠ દિવસમાં તમોને જરમની ઉપાડી નહીં જાઉ, તો મારૂં નામ મંચુ માછડીઅર નહીં—

નામ મારૂં મચું નહીં, નહીં જો તમોને ઉપાડી જરમની લઇ જાઉં,
અગર જો ફાવ્યો નહીં, તો ચાહરમ તમારાનું, બોટું હું ખાઉં.

"ઓવારયુંરે મારા નામ પરથી બધું! ચાહરમ થાય તારી કોઇ માસી ફુઇનું! હું તો તમો બધાના જીવ લઇને જીવસ અને બધાંને આવલમંજલ પોંહચાડીને પછીજ મરસ, અબઘડી જમીન ઉપર ખાસડું ઘસ બોલ્યાં," ફુઇજી ટપી ગયાં.

"Very sorry ફુઇજી માય, Very sorry! શું કરૂં, મારી જીભજ એવી ખરાબ છે. નસીબમાંજ આપુને જરમની જવાનું કંઇ દીસ્તુ નથી. શું કરશું, જેવાં આપણાં કીસમત!—

કીસમત કી કમનસીબી કો ફરયાદ કયા કરે,
કીસમતમે હોય ગ્રાના તો મંચા ક્યા કરે.

Very sorry aunty dear, very sorry," મેં બકબકારો કરવાનુ ચાલુ રાખ્યું.

અને હમો સર્વે, અમારા ફુટેલાં નસીબ માટે બલાપો કરી, ઘર તરફનો રસ્તો લીધો.

---

## પ્રકરણ ચોથા.

જરમની જવા અમો એરોપ્લેનમાં ઉડયા,
હરખાઈ, ફુલુ ને સોલુ, બે પગે કુદયા,
ડોસાંએ હમેંશ મુજબ બહુ ગોધ્યારૂં કીધું,
પણ ઉપડતી વખત આપ્રુ મીઠું કીધું.

**જરમની તરફ અમારી કુચ!**

---

આખી રાત મેં સુયા વગર કાઢી, જે દરમ્યાન મારા મગજમાંથી જાત જાતના વિચારો પસાર થવા માંડયા. આખરે મને એક idea આયો કે મારે કોઇબી હીસાબે અને જોખમે, એરોપ્લેનમાંજ જરમની જવું. જે મુજબ સહવારના ઊતાંની સાથ મારાં ફુઈ આગળ મારી 'strategy' રજુ કીધી, કે ડોશાંએ પોતાનું અસ્તમ અફરગાન પાછુ શરૂ કીધું, "અરે એમ કંઇ બને! મેં મારી જીંદગીમાં કોઈ દિવસબી બીજા માલથી ભોંયતલીયે, યાતો ભોંયતલીએથી બીજા માલ સુધી કુદકો માર્યો નથી યાતો કે ઉડી નથી, તે હવે આય ઉંમરે કંઇ આસથી બને! મારી સાઠ વરસની ભરજુવાન ઉંમરે, મારાં કીમતી જીવને શું કામ જોખમમાં નાખું? ભલે તારે ઉડવું હોય તો બેલાસક ઉડ, પણ હું તો મરતાંબી હવામાં ઉડવાની નથી."

ચાલો થઈ ચુકું! સેવક જરમની એરોપ્લેનમાં જઈ ચુકા! પણ ઘણી સમજાવત પછી, સારે નસીબે, ડોસાં કબુલ થયાં. પેલા કહે તેમ સહુ સારૂ

જેનું સેવત સારૂં! મારતી મોટરે હું 'તાતા એરવેઝ'ની ઓફીસમાં દોડી ગયો અને સઘલી ખબર અંતર, કાઢયા પછી, અમો પાંચ જણ માટે, પાંચ ટીકીટો લીધી અને ઘરે ફરતાં, P. & O. ની ઓફીસમાં જઈ, અમારી Passport કેનસલ કરાવી.

ઘરે પોહચતાની સાથ મારો દોસ્ત સોલુ તથા કઝીન ફ્લીને બોલાવી મંગાવી, આ મારા નવા પ્લાનથી વાકેફ કીધા અને એ બે બંડાઓનેબી એ પ્લાન ઘણો ગમ્યો. જીવણોબી મનમાં હરખાવા લાગ્યો કે 'ઠીક, બાપા! ગામના લોકો તો હરખાઈ જશે અને છેવકના ભાવ તથા વટ વધશે તે તો જુદું!"

હમો લોકો કોઈ દિવસ 'aeroplane'માં બેઠેલા નહીં હોવાથી, મારા પાછલા બાર ધપકવા લાગા કે રખે કોઇની તબીયત બગડે તો શું કરશું? મારી સાથે સોલુ, ફ્લુ તથા જીવણો હતા, એટલે મને ઘણી હીંમ્મત હતી. પણ કાલ કોણે જોઇછ? બોલ બોલતાં લોકોના હાર્ટો બેસી જાયછ, તેનાં દાખલાઓ આપણી નજર સામે રોજના જોઇએછ કેની? તે મુજબ જો હમારા કોઇનું હાર્ટ બેસી ગયું તો પછી અમારી શું હાલત થશે? એવા બધા ખ્યાલો મને આવવા લાગા. પણ કંઇ ફીકર નહીં. કાલ હય ઔર અલ્લા હય!—

'કલકી બાત કલ, આજતો આનંદ કર લે,
ચોરી ચપાટી કરી, પછી ભલે જેલ દંડ ભર લે.
મોતનું તેડું આવ્યું, તો છેલ્લું નાહન નાહવાનું છે,
લગનનું તેડું આવ્યું, તો દસ રૂપ્યાનું પાતરં ખાવાનું છે.'

એમ એકટીંગ કરતો હોઉં તેમ હવામાં હાથ ફેરવતો હું આમતેમ લટાર મારવા લાગ્યો, જે ઉપર નજર પડતાં પુઇજીએ પુછ્યું, "જીભરૂં મંચા, તું એમ હવામાં ઉંચા નીચા હાથ કરી કોણુની સાથે વાત કરતોતો?"

"કંઇ નહીરે પુઇજી, એતો હું જરા હવામાં હાથ ઉંચા કરી, 'દાદાર અહુરમઝદ'ની બંદગી કરતોતો કે, પરવરદેગાર હમારા રૂવાનોને સહીસલામત જરમની થાવાં પુગાડજો," સેવકે ટોલ્લો મારયો.

"તારા પરથી બધી મરી જાઉંરે, મારો કેવો ધર્મી, અકરમી દીકરો છેજો! જીવતો રેહજે ને ઘણું દુઃખ જોજે! પણ બાવા, પેલાં એરોપ્લેનની ટીકીટ લાયો કે અને આપુને ક્યારે હવામાં ઉડવાનુ છે?"

"તમે ફીકર નાં કરો પુઇજી, મેં બધો બંદોબસ્ત કીધોછ. (ડુંગરવાડીનો નહીં હંકે!) પરમ દિવસે સહવારના ૧૦ વાગતે આપુને 'જુહુ એરોડ્રોમ' પરથી ઉપડવાનું છે, તે વાસ્તે તમે બધી તૈયારી કરી રાખજો અને કંઈ માચી બાચી ચઢાવવી હોય, તેમી આજેજ બંધું કરી નાંખજો." સેવકે જરા ડોહવ્યું.

પુઇજી ને તેમજ જીવણુંને અંગ્રેજી બોલવાના વાખા હતા અને 'કોનટીનેન્ટ' ઉપર અંગ્રેજી ભાશાની ઘણી જરૂર હોવાને લીધે, મેં થોડું ઘણું ઇગ્રેજી તે લોકને શીખવવા માંડયું—

'યસ' એટલે–'હા', 'નો' એટલે – 'નહીં', 'થેંક્યુ' એટલે – 'ઘણો ઉપકાર થયો', 'મચ પ્લીઝડ' એટલે – 'ઘણો ખુશી છેઉં', 'સોરી' એટલે – 'દીલગીર છેઉં' ઇત્યાદી ઇત્યાદી–

ફૂલુ અને સોલુ બેઉ જણા અંગ્રેજી ચાર ચોપડી (તેબી વરી નદીમાં) શીખેલા, એટલે મોભ્ભા પ્રમાણે more than enough હતું. એટલે આપરે કંઈ વધુ બોલવાનું અસમખારા બહેદીન કાઉસ કરી ગીવા, અને વધુમાં વલી બેઉ મોબેદના બચ્ચાં, એટલે ચંચલ, ચાલાક અને ચબરાક તો હોવાજ જોઇએ. પણ ખાનગીમાં કહુંતો બેઉ જણા તદદન બેરસલાહજ હતા. અથવા બીજા બોલોમાં કહીએ તો 'યસ – બટ – નો' જેવા હતા, તોબી પોતાને બેઉ જણ ઘણાજ મહાભારત માણુસો સમજતા, અને સોલુ તો હંમેશ ડંફાસ મારતોતો કે એના જેવો ચંચલ, ચાલાક ને ચબરાક માણુસ પારસી કોમમાં કોઈ જનમ્યોજ નથી અને જનમસેબી નહીં! પણ મારા ધારવા મુજબ તો એવા માણુસો આપણી કોમમાં નહી હોયલાજ સારા, કારણુકે કોમમાં એવા બીજા કહેવાતા માહભારત 'કોમ–સેવકો' ઘણા પડેલા છે. ખરૂં કે નહીં?

Well, then, પાછા આપણી અસલ વાત ઉપર આવ્યે, નહીંતો વરી કોઇકના પેટમાં દુખશેં, તો બાપા શું કરશું! પાછી બધાને ખબર પડતાં, ધુસની ધુસ અમોને મલવા આવી, તેમ તેમ ડોસાંનુ કોહીને સરી જવા લાગું, "બરે મુવાઓ તો આપરો પીછો છોડતાંજ નહીં! કોઇ જરા એક મીનીટબી જપીને બેસવા દેશે! મુવા પરવારતાંઓની માફક, સહવાર સાંજ બાબાછ કરેછ. જાણે ઘેરમાં પાથરણું માડયુંછ. મરે મને જરા ખબર નહી કે, પારસી કોમમાં હાલ એટલી બધી બેકારી વધી ગઇછ. પેલા બેકારી ફંડવાલાઓ કોણુ જાણે શું કરેછ! બાવા મંચા, ખુદા ખાતર જલ્દીથી મને અહીંથી બાહરગામ લઈ જા, નહીં તો એ લોક મને જીવવા કે જપવા નહીં દેશે—

હું એકલી અટુલી અહીં શું કરશ?
મરઘીની કાની જુહરીને મરશ.
પાણી કોણ આપશે, જો મને લાગશે તરસ,
આખરે કુવો તલાવ પુરીને હું મરસ."

'હીપ, હીપ, હુરેરેરે! નાં અવાજો વચ્ચે હમો અંતે હાઉસન જાઉસન, સાથે, 'જુહુ એરોડ્રોમ' તરફ જવા ઉપડયાં, રસ્તામાં હમારી મોટરને પંકચર થયું, જે જોતાં ડોસાં બબડયાં "વરી કોણ ભુરાંની નજર લાગી! મારૂં હીરા મોટી જેવું ટાયર ફાટી ગીયું! રખેને પેલાઓ એરોપ્લેન ઉપાડી લઈ જાય અને આપરે લટકતાં રહી જઇએ! બાવા મંચા, કેઠે આજુબાજુએથી, એ લોકને ટેલીગ્રામ કરીને કેહ કે, આપરે સારૂ ખોટી થાય." પછી મોટર ડ્રાઈવર તરફ ફરી બોલ્યાં, "બાવા મરી જાંઉ તારા પરથી! મેહરબાની કર, અમકુ જલ્દી લે જાવ, તુમકુ અચ્છા સરખા ઇનામ દેગા."

એમ કહી પેલા શોફરની હથેલીમાં એક ચાટલો સેરવ્યો, કે પેલા શોફરે આંખ મીંચીને ડફરાવી. રસ્તામાં જેબી આયું તેને કચરી તોડી પાડી, full speed એ ચલાવતો, અમોને અંતે સહીસલામત જુહૂ એરોડ્રોમ આગલ લાવી ઉતારયાં.

જેવાં નીચે ઉતરયાં કે એક porter એ 'Take your seats please, only two minutes left' કરીને બુમો પાડી, જે સાંભળતાં ડોસાંએ મને સવાલ કીધો, "મંચા એ મુવો બધુ ફસ ફસ, ફસ ફસ, શું બોલી ગયો, કંઈ સમજ પડે!"

મેં એવણુને ગુજરાતીમાં translate કરીને સમજાવ્યું કે, પાછા ડોસાં એવણુની જાત ઉપર ગીયાં, "મરે મુવા અદેખાઓ, જરા બે મીનીટ મલતે તો તેમાં એ લોકનું શુ લેવઇ લુટઇ જવાનું ઉતું! મરવા દેઓ મુવાઓને, પોતાના મોતે મરશે.

જેમ તેમ સમજાવી પટાવી સીડી ઉપરથી ચઢાવી, એવણુને aeroplane માં બેસાડવા જતાં, પગમાંથી એવણુની સપાટ સરી પડી, કે ડોસાં પાછાં ઉખરયાં, "અરે થુઇ બાવા! જરા થુઈ કરો! અમેરા સુન્નામોર જેવા સપાટ, જે અમારા બેહસ્તી ફરદુનજીને અમેરેકુ અમારા ૫૬ માં વરસકુ પરજત દીયા ઉતા, ઓ પગમેસી સર કર જમીન કુ ગીર ગયા. બાવા મંચી, જરા સીડી પરથી નીચે ઉતરી, મારી સપાટ લઇ આવતો મરૂં!"




ધંધા અર્થે પહેલ વહેલા જરમની જનાર મેજર મંચેરશાહ માઈડીઅર તથા સાથીઓનો ભેગો ગ્રુપ

કાંસકુસ કરતો અને ડોસાંને નામની સરસવતી ભણતો, નીચે ઉતરી ડોસાંની સપાટ લાવી, એવણના પગમાં પહેરાવી. ત્યારેજ એવણ જરા રતી ઢપટ પડયાં. પણ મુગાં ગગરે તો એવણના બાપના સમ! વરી પાછાં એવણની જાત ઉપર ગયાં. એરોપ્લેનમાં દાખલ થતાંજઆજુ બાજુ બધે નજર નાખી મને સવાલ કીધો, "મંચુ બાવા, હું એમ પુછું કે આય મુંઇ મગરમછછમાં આપરે સહીસલામત જરમની પુગશું કે? કેવી મજાની બધી મખમલની ખુરસીઓ તથા આરસીઓ છે. નકરાં જાણે આપરે બ્હેસ્તખાનામાં આયાં હોયે તેવું લાગેછ (લાવતાને બધાં બ્હેસ્તરે મારા!")

એરોપ્લેનમાં દાખલ થતાં મે આજુબાજુ બધે નજર નાંખી તો માલમ પડયું કે અંદર લગભગ ૧૭ આદમીની જગા હતી, જેમાં હમો પાંચ જણા, ચાર અંગ્રેજ કપલ, એક મારવાડી, એક ગુજરાતી વાણયો, એક કોઇ બીજો આદમી અને બીજો કોઈ અંગ્રેજ હતો. કંપનીવાલાઓએ સર્વ જણની બેઠક આગલથી reserved કીધેલી હોવાથી તે મુજબ અમો ગોઠવાયાં. ફુઇજીની જગ્યા પેલા કોઇ જાડા સાહેબોની પાસે હોવાથી તેવણ તેની પાસે બેસી તેને ઉપરથી નીચે જોવા લાગાં. તેની બરાબર પાછલ પેલો મારવાડો અને હું કરીને બેઠા હતાં, જેની બાજુમાં સોલો ને ફૂલી કરીને, અને બરોબર પછવાડે જીવણો ને પેસો વ્હોરાજી કરીને હતા. તે મુજબ પેલા ચાર યુરોપીઅન કપલ ગોઠવાયાં હતાં

આખરે બહાર એકઠાં થયલાં લોકોની ખુશાલી વચ્ચે અમારૂં એરોપ્લેન ધીમે ધીમે ઉંચે હવામાં ચઢવા માંડયું, કે કંઈ ડોસાંને યાદ આવવાથી બોલવા લાગાં, "ભલા કરજે મને યાદ આયું! લાવની, પેલી કુંમી કોકટીએ, વસઇની ખાડીમાં નાલીયેર ને સાકર આપીછ તે નાખું," કરીને બારી બાહર નાંખવા જતાં બારી બંધ હોવાથી, તેની નજદીક બેઠેલા પેલા જાડા સાહેબાના ખોરા ઉપર પડતાં તેણે ફુઈ તરફ ડોલા કકરાવ્યા.

"તો! તો? બીહ ગઈ! અરે જારે મુવા ભસ્તેગીઆ! તારા જેવા તો મે ઘણા જોયાંછ! વરી વાંક કરીને ઉપરથી ડોરા સાનો કકરાવેછ? મરે કંઇ એવું થાયચ કે આંગલાં ભોકીને મુવાંના ડોરાજ ફોરી નાખું" ફુઇજી બખાલ્યાં.

પેલો સાહેબો બીચારો કોઈ અસરાફનું ફરજંદ હોશે તે ગુપચુપ નીચી ડોકીએ છાપો વાંચવા મંડી ગીયો, કે પાછાં ડોસાંએ હમેશ મુજબ શરૂ કીધુ, "ઓ માય હવે કેમ કરૂં! ફૂલી, મને તો પેટમાં બધુ ઉપર નીચે થાયછ અને જીવ ડોહવાતો હોય તેમ લાગેછ રખેને કંઇ વામીટ થાય અને 'ઓ' કરીને ઓકી પડું!

હજીતો ડોસાં પોતાની સુદ્યાણી વાયજી પુરી કરે તેટલાં પેલા બાજુમાં બેઠેલા સાહેબાની છાટી ઉપર માથું નાખી, તેના દીલ ઉપર ગરોગર ઓકવા માંડયુ અને જોતજોતામાં બેસુધ્ધ થઇ ગીયાં. સઘલાં passengersઓ, ફુઇજીની આજુબાજુ ફરી વલ્યાં ને કોલનવોટર માટે બધી દોડધામ થઇ રહી. તેટલાં સેવકે ભેજુ વાપડી થોડીક ફુઇને તપકીર સુંગાડી અને છીંક સાથે ડોસાંએ આંખ ખોલી આજુબાજુ જોવા માડયું.

પેલો સાહેબો સોલુ સેંડા તરફ ડોલા કકરાવી બોલ્યો, "What does that old cat (ફુઇ તરફ આંગલી કરીને) mean? Does she know any manners? Where am I to get other clothes from?"

સોલુ સેન્ડો જેનું નામ! તુર્ત એણે તો coat તથા shirt કાઢયું અને પાટલુન તથા સદરા ઉપર તે સાહેબાના આંગ ઉપર ધસી જતાં બોલ્યો, "એ મીસ્તર, what do you mean in your mind? Do you know me? I'm સોલુ સેન્ડો, the first pupil of world famous હુજન સેન્ડો and second cousin to the champion Indian Parsi Sandow ગુસ્તાદ ગેંડો. Just look at this! (કરીને હાથના ગોટલાં ચઢાવ્યાં) You called our aunty a wild cat, so I called you a bull-dog If you have courage, come and fight. આ જાવ બેટા જંગકા મેદાનમે!"

"અરે છોલુ છેટ, જોયા શું કરતાં છો! એ છચ્છરીનાને બાવા મલંગની આંટી મારી, જમીન ઉપર પટકી, એની છાટી ઉપર ચઢી બેછો. જોવ, આય એમ," કરીને પેલા સાહેબાને એક પેચ આપી જમીન ઉપર પટકી તેની છાટી ઉપર જીવણો ચઢી બેઠો.

બધાંઓએ વચ્ચે પડી જેમ તેમ જીવણાં અને પેલા સાહેબાને છુટા પાડયા, કે વરી ફુઇ અંદર ડોહવાયાં, "દેખો એ ગેપાંડ, અમ પારસી લોક કી સાથ જાસ્તી ટીકટીક મટ કરો, નહીં તો કે તુમેરેકુ તુમેરા ગામકો ભાગના પડેગા. હમ લોકકુ સ્વરાજ તો મીલનેકુ દેવ, પીછી દેખો તુમ લોકકી મજાહ! (અરે પણ સ્વરાજ આપેછ કોણ ને લેછ કોણ, જે તેની વાત! હાંક સુલેમાન ગાલ્લું! પણ હવેતો મલી ગ્યુંછ!) જરા આમ બુધ્ધા આદમીકા જીવ ફીરા તો ચીમચી જેટલા વામીટ કીયા! ઇસ્મેં મેં કીયા પાપ કીયા! એમ તો તુમ મુવા કદી વોમીટ નહી કરતાં છે? મુવા તુંને મારાં જેવા દુઃખ દર્દ થશે તારે તુંને માલમ પડશે! વરી નહી બોલતાં તાંહ સુધી છેકજ ફાસ્ટ ચાલ્યો કે યુ દુક્કર .......

આંગ ઉપર ધરતાં તુને આવતી નથી શરમ,
જમાડશે સોલુ તુંને, મેથીપાક બોત ગરમાગરમ.
પારસી બચ્ચા સામે, લડનેકા હય કોણુમે તાકાટ,
મોત ચેટી ચાલજે, નહીં તો જીંદગીથી થશે બાકાટ"

મેં જોયું કે પેલા સાહેબ્યા પાસે જો ડોસાં પાછાં બેસશે તો વરી કંઇ નવું લફરૂં જગાડશે, તેથી પાસે હું બેઠો અને પેલો મારવાડો કે જેની પાસે મારી જગ્યા હતી, ત્યાં ફુઇજીને બેસાડયાં.

એકાએક ડોસાંની નજર કંઇ દરીયા તરફ પડતાં મને કેહવા લાગાં, "મરી જાંઉ મંચા, જરા ડરાઈવિરને કેહ કે થોડો વખત આય મગરમછછને ઠોભાવે, અને આજે અદીબેસ્ત રોજ ને આવાં મહીનો છે, તે દરીએ કસ્તી કરી, આવાં અરદીસુરની ન્યાસ કરી લેઉં, અને તમો લોકો બી સાથે સાથે થોડો તરો લઇ કસ્તી કરી લેવો."

મારે હવે શું કરવું તે કંઇ સમજ પડી નહીં. પણ આસ્તે રહીને મેં ડોસાંને કહ્યું, "આપરે કંઇ જમીનપરથી પસાર થતાં નથી, પણ દરીયા પર છૈયે અને દરીયામાં કંઇ આપરાથી ઉતરાય નહીં, પણ જેવી જરાબી જમીન દેખાઇ, તો હું તમોને જમીન ઉપર ઉતારવાનો પકકો બંદોબસ્ત કરશ."

તોબી ડોસાં એવણુની રીત પ્રમાણે બબડવા લાગાં, "ઓછી પીરા, તેનું બધું પાપ તારે માથે!"

નસીબ સારાં કે ડોસાં સમજી ગયાં, પણ બે ચાર મીનીટ પસાર થઇ નહીં, તેટલાં વરી એવણુ પોતાની જાત ઉપર ગયાં. પેલો મારવાડી, કે જે એવણુ પાસે બેઠો હતો, તે એની રીત પ્રમાણે, બેઠક ઉપર ટાંટયો ચઢાવી, જાણે એની કોઇ માય માસી મરી ગઇ હોય, તેમ કપાલે હાથ દઇ પાન ચાવતો બેઠો, જે ઉપર ડોસાંની નજર પડતાં તેનાં છાલછોલાં કાઢી નાંખ્યા, "મુવા તુમકુ કુછ રીતભાત આતા કે? એક બાઈ આદમીકી પાસ, અઇસા બીનમલાહજાસી બેઠનેકા, તુમકુ શરમ નહી આતા? અમેરા જીભરૂં ફરદુનજી જીતા ઓતા કની, તો તુંમ ભસ્તેગીયા કો જાનસી માર દાલા ઓતા. અબગરી તારા તાંટયા નીચા કર મુવા દેવેનામ દેવ!" એમ બોલી પેલા મારવાડીનો તાંટયો ખેંચી તેનુ ધોત્યું મજબુત પકડી રાખ્યું.

"અરે મટારી, તુંમ તેરા મનમે કયા ખાન ખાતી હો, ઓર કીસકી સાથ બાત કરતી હો. અરે છોર મેરે ધોત્યે છોર, કીદરકી દીવાની ઔરત." પેલા મારવાડીએ જોર જબરીથી ડોસાં પાસે પોતાનું ધોત્યું છોડાવ્યું.

"મુવા દેવ, અમેરા સરખા એક પવિત્ર બાઈ આદમીકા દીલકુ હાથ લગાનેકુ તુમકુ લાજ શરમ નહીં આવતા? મંચા, જોયા શું કરેછ? મુવાના થોભરામાં એક મુકી દેની તો?" ડોસાંની ધસ્ટીમ ચઢી ગઇ.

ડોસાંને સમજાવી પટાવી પાછા એવણુની જગ્યા ઉપર બેસાડયા. એવણુને ચાલુ તપકીર સુંગવાની આદતને લીધે ઉપરાસાપરી ચાર પાંચ વખત છીકયાં અને પોતાનો રૂમાલ નહીં જડવાથી પેલા મારવાડીતું ધોતીયું લઇ ખુબ તરીસે નાક નુંછયું. પેલો મારવાડી બધો લાલચોલ બની મારી આગલ આવી complain કીધી. પછી તેને મેં બીજું નવું ધોતીયું યાતો કે લંગોટ આપવાની guarantee આપી, ત્યારેજ તે કમબખત દપટ પડયો.

પેલા મારવાડી પાસે બેસી નવું રોખરૂં નહીં જગાડે તેટલા માટે ત્યાંથી ઉઠાડી, ફુઇને, જીવણો કે જે પેલા આદમી પાસે બેઠો હતો, ત્યાં ડોસાંને બેસાડયાં અને જીવણુંને પેલા મારવાડી પાસે બેસાડયો. પણુ જરા જંપીને બેસે, કે બેસવા દે, તો ડોસાંના બાપના સમ! પેલા આદમીને દાઢીમાંથી પકડી ખુબ તરીસે ખેંચી, "પોલીસ! પોલીસ! ચોર! ચોર! પકડો! પકડો! કરીને આખુ એરોપ્લેન ગજાવી મુકયું. બધાં શું બનાવ બન્યો તેની ખબર કાઢવા ત્યાં દોડી આવ્યાં અને અમો સર્વની અજાયબી વચ્ચે, તેની દાઢી મજબુત પકડી રાખી, તે બીચારાને ગાલગલોચથી ધોઇ નાખ્યો, "મુવા કેથેના બેશરમ! અમેરા સરખા બાઇ આદમીકી સામે દેખકર, ઇસ્કુ આંખ મારતા છે? આપુન કુછ બોલતા નહીં, જખી એકદમ ફ્રાન્ટ જાતા છે કે? અબગરી તારૂં ઠેકાણું આપ, તારી બૈરી ઉપર લખી તારી બરોબર ખબર લેઉંછ. કેથેના ઇજારડા પીજારડા."

ગરીબ બીચારો poor fellow! પોતાની હાલત આવી કઢંગી જોઇ, બે હાથ જોડી માફ માંગી, "મને માફ કરો માજી, એમાં મારો શું કસુર થયો છે? મેં તો જરા ઓલી ગોરી ગોરી મદમને જોતો તો, તેટલાં તમો એકદમ ગરમ થાવોસ અને મારી દાઢી ખેંચી કાઢોસ. હવે ફીરીસી મેં એમ નાં કરોસ, મેં કસમ ખાવોસ."

હવે કેમ કરૂં તે વિચારમાં પડયો. ડોસાંને ત્યાંથી ઉઠાડી મારી બાજુમાં બેસાડયાં અને સોલુને સમજાવી પેલા આદમી પાસે બેસાડયો. પેલા આદમીએ દાઢી મસરતાં સોલુને પુછયું, "બાવાજી, આ બુઢા માજી આપના કોણુ સગાવાહલાં છે?"

"પણુ શેઠજી, એવો સવાલ પુછવાનો આપણો શું સબબ?" સોલુએ સવાલ કીધો.

"પણ પારસી બાવાજી, એ મટારીમાં એટલું બધું જોર કાહસી આવેશ? આ મારી દાઢીના બાલબ્બી પીખી નાખ્યા? અને હવે હું ઘરે મોહ કેમ બતાવીસ," પેલો આદમી દાઢીને નામે બલાપો કરવા લાગો.

"અરે મોટાભાઈ! દુવા માંગો કે એટલામાંજ કાસર પતી ગઇ, નહીં તો તમારા મોઢાં ઉપર, હાલ જેટલી દાઢી છે, તેટલી રેહતે નહીં. કોઇ દિવસે પારસીના (તેબ્બી વરી બાઇ માણુસ) હાથનો મેથીપાક ખાધોછ કે? You are da. . .lucky Mr. So & So! You are da. . .lucky!" સોલુએ તેને થંડો ice-cream કરી નાખ્યો.

એક પણ વધુ બોલ બોલ્યા વગર પેલો આસામી ગુપચુપ હાલ્યા ચાલ્યા વગર, પોતાની બેઠક ઉપર ચીટકી બેઠો. Well done સોલુ! bravo! બોટ અચ્છી બજાઇ!

હવે હું વિચારમાં પડયો કે ડોસાં મારી પાસે બેઠા બેઠાં કંઇ નવું રોખરૂં જગાડશે તો મારે એવણુને શું કરવું? એવણુને શું ઉંચકીને બારીએથી ફેંકી દેવાં? તેટલાં ખાણાં માટે 'Bell' થયો અને બાજુમા એક dining-table ગોઠવેલી હતી, ત્યાં જઇને બેસવા માટે અમોને કેહવામાં આવયું, કે જ્યાં આંઠ આંઠ જણુ માટે બે ટેબલો તૈયાર રાખવામાં આવી હતી ત્યાં અમો ગોઠવાયાં. એક ટેબલ ઉપર બે યુરોપીઅન કપલ, ફુઇ, હું, પેલો જારો સાહેબો ને વાણ્યો કરીને ગોઠવાયાં અને બીજી ટેબલ ઉપર, ફલી, સોલી, બીજાં બે યુરોપીઅન કપલ, પેલો આદમી, મારવાડી ને જીવણો કરીને બેઠાં. ફુઇજી તો ખુરશી ઉપર પલાંથો વાલી ફરેગાત થઈ બેઠાં અને પાસે પડેલા 'સેરીવીએટ' (નેપકીન) લેવાને બદલે પોતાનો વાસ મારતો તપકીરનો કાંડાબાટી રૂમાલ કાઢી, ગલાં આસપાસ વીંટાલ્યો. પેહલ્લી વાણી તરીકે સુપ આવયો. ફુઇએ તો લાગલાં રકાબી ઉંચકી, સુરુરુરુ–સુરુરુરુ કરીને સુપ પીવા માંડયો અને કમબખત તે ગરમ હોવાથી, ફુરુરુરુ કરીને પીચકારી મારી, આજુબાજુ બધાં બેઠેલાં ઓના કપડાં ચપડાં રંગી નાંખ્યાં, અને 'વેરી સોરી' કરી કેહવાને બદલે 'વેરી ગલેડ' કરીને બોલ્યાં. મે જોયું કે ડોસાંએ બધી કચુબર કરી નાંખીછ, તેથી ઉઠીને 'very sorry! very sorry! I apologise!' કરીને બાઉ કરીને મેં બધાંની માફ માંગી.

ડોસાં જરા રતી બહેરાં હોવાથી પાછો છબરડો કીધો, "મરે બાવા એ આપરે લોક બધાં પાછાં 'એપોલો બંદર' કાંહથી આવી લાગ્યાં? એ ક્યારનો

'એપોલો! એપોલો' શું બક્યા કરેછ, ને વાંકો વલી વલીને very sorry, very sorry કરીને બધાંની માંફ સાની માંગેછ! મુવાં કોઇનું શું કંઈ લીધું છ ખાધું છ? મુવાઓએ ગરમ ગરમ પાણી પાઇ મારી જીભ તથા ગળું દજારી મુક્યુ. તેનું કંઇ નહીં કે? ઉપરથી એ કંપનીવાલાઓને દંડવા જોઇએ!"

"શું જો પ્રુઇજી, તમેબી જાંહબી હોય તાંહ ગોટાલાજ કરયા કરજો, એ સુપ તો ચમચો લઇ, જરા જરા પીવાનો છે, ને નહીં કે રકાબી ઉંચકી ને પીવાનો?" મેં પ્રુઇને સમજાવ્યું.

"લેવ માંય, હુસ્યારનું પુછરં બોલ્યો તે! બોજ્યા, ત્યારે મને ક્યારનું એમ કેહયું કાંઇ નહી? બધું રંધઇ ગયા પછી શીખામણ આપવા નીકળ્યો તે? ચીર તો એવી બરેછ કે, ખાસરે ખાસરે કોઇ ભુરાંને જીબી નાખું," પ્રુઇએ ઇસટીમ ચઢાવી મુકી.

હાયરે મંચા! તારાબી કાંહ ભોગ લાગા, કે પ્રુઇને સાથે લીધાં, અહીં આટલુ કરેછ, તો કોણ જાણે જરમનીમાં તો તારૂં લોહીનું પાણી કરી નાખશે. ભોગ તારા કરમના.........

અફ્સોસ! કે નસીબ મારાંએ મને દગો દીધો,
મંચુ દીકરા, તે કાંય એવો રસ્તો કઢંગો લીધો?
પ્રુઇ રખે વધુ કંઇ છબરડા કરે, તો મોહકાણુ વરી થાય,
યાહ ખુદા! કયારે એ મુવાં દખમે ચઢી જાય!!

બીજી વાણી 'Salmon tin fish' ની આવી, જે જોતાં અને નાંખના ફીફરાં ફફરાવતાં, પ્રુઇએ મને સવાલ કીધો, "બાવા, એ શું વાણી છે? મુવું બધું કંઇ વીસરૂં વીસરૂં વાસ આવેછ?"

"એતો સામન મછ્છીની વાણી છે. તમારે ગમે તોજ લેજો, જરાબી શરમાતા નાં."

ડોસાંએ તો બોંહસપર લીધી અને બીજાઓની માફક છરી કાંટે ખાતા નહીં આવડવાથી, હાથે સમારી ખાવાં માંડયું અને થોડી મોંઢામા મુકી, 'છી,' 'પુ' કરીને પાછી રકાબીમાં થુકતાં બોલ્યાં "ખચ્ચરગીઆઓને કોઇ પુછે કરે? ખોબા ભરીને પૈસા લેછ, તે આવી વીસરી મછ્છી ખવરાવા કે? એના કરતાં તો આપરા બીલીમોરાના લેવટાને સો ભલાઇ. વેક તો ફ્લી, અંદર જઇને જરા આપરી ભાટયાંની બાસકીટ લઈ આવ, કે કરારે બેસીને ખાઇએ. એમ સરમાયા કરશું તો ભુખા રહીશું. જેને જોઇએ તો ખાય. હું તો માય ગામરેની ને ફર ગામરેની, ગામડીયન બોચ!"

કમબખતી લાગી હોય જેની, જે ફુઇજીના હુકમનો અનાદર કરે. તેથી ફૂલી ઓચી ધવરતો અંદર જઇ, બાટીયાંની ટોપલી લાવી ટેબલ ઉપર ફુઇની સામે મુકી. અંદરથી ઇંડાના પોરા, ટરેલી બોઇ અને થોડા બોલીમોરાના લેવટા કાઢી, પોતાની રકાબીમાં મુકી સેવકને બાકીનુ વધેલું બાટીયું બધાને વેંહચવાનુ જણાવ્યુ. તેટલાં ડોસાંએ, પેલો જાડો સાહેબો કે જેની સાથે થોડોક વાર અગાઉ વીજોરૂં લીધું હતું અને જે તેનજ઼ની બાજુમાં ખાવા બેઠો હતો, તેની રકાબીમાં પોતાની રકાબીમાંથી બોઇના ડોકાંનો ભાગ તથા થોડાક લેવટા મુકતાં બોલ્યાં, "લેવ મરૂં, ઓ જરા અમારી હીન્દુસ્તાનકા બોઇ ઓર લેવટા ચાખો. બોટ અચ્છા ઓર તાજાવાલા હય!"

પેલો સાહેબો મોઢામાં મુકી ચાવતાં બોલ્યો, "લવલી, વેરી લવલી indeed થેંક યુ સો મચ."

"મરે મંચા, એ મુવો ગવલી ગવલી શું બકી મરેછ! રખે મુવો અમસા પોતીકા જીવસે ગાર દેતો હોય."

"નહીંરે ફુઇજી માય, એનો એમ કહેછ કે મચ્છી ઘણીજ સરસ છે અને તે માટે તમારો મોટો ઉપકાર માનેછ."

"ક્યું બાવા, કોણસા અચ્છા! તુમેરા વેલાની મચ્છી ઓર અમેરા બોલીમોરાકા લેવટા! ખા દીકરા, પેટ ભરીને ખા, કે તારા આંગમાં જરા જોર આવે. તમો ડુક્કરખાઉઓ અમારી હીન્દી વાણીઓમાં શું સમજો!" ફુઇએ વખાણ કરતાં કહયું.

પેલો સાહેબો સમજ્યો કે ડોસાં તેની તારીફ કરેછ, તેથી થેંક યુ! થેંક યુ! કરીને ઓછો ઓછો થયો. પેલા કહે તેમ, સમજે તેનું મોત, ને નહીં સમજે તેની કમબખતી।

---

ભાટીયાંને લઇને પેલા સાહેબા અને ડોસાં સાથે ઘણી દોસતી લાગી, તેવામાં એકાએક એરોપ્લેને વાંક લેવાથી, ડોસાં જેવણ ખુરશી ઉપર પલાંથો વાળી બેઠાં હતાં, તેવણ over-balance થવાથી જમીન ઉપર ચટાપાટ પડયાં, અને બુમબરાડા પાડી બધું ગોધ્યારૂં કરી મુકયું, "તમો મને લાવતા જતાં મરોરે! મારા હાડકાં પાસરાંનો ખુરદોજ કરી નાંખ્યો જો, દેખુંતો મુવો ડ્રાઇવરબી આંધરો બરયોછ. એમ તે એરોપ્લેન ચલાવવાનું હોય કે? મુવાને દેખાતુ નહીં હોય તો આંખે ભેસ્યા કાંય નહીં પેરી મરતો! ઓ મારી માયરે! કોઇ આવોરે! હું તો બધી મરી મરી ચાલીરે!"

દેખુંતો ઓલો સાહેબો કોઇ ડોકટર હતો, તે તુર્ત ઉઠીને ફુઇની મદદે આવ્યો અને ડોસાંને પાટાપુટી બાંધી તથા થોડી મસાજ કરી, પાછા એવણુની અસલની જગ્યાએ લાવી બેસાડયાં અને તેવણુને ખાસ કંઇ લાગું નથી એમ ખાત્રી આપી, ત્યારેજ ડોસાં દપત પડયાં. તોબી એવણુની રીત પ્રમાણે કાંસ-કુંસ કર્યા કીધું. એવણુની નજદીકમાં બેઠેલા પેલા વાણ્યાની રકાબી ખાલી દેખાતાં સેવકને કહયું, "મંચા, પેલા તારી પાસે બેઠેલા વાણ્યાને તો કંઇ મછ્છી બછ્છી બોહસ કરીને આપ! એમ એકલો એકલો બેસીને દપાટયાજ કરશે કે?"

"પણ તમે શુ કરવા બેઠાછ ફુઇજી! એ લોક કોઇ દિવસ ગોસ મછ્છી ને હાથ લગાડે કે?" હું જરા રતી ડાહયો થયો.

"અરે તું ખુદા ખુદા કર! આજકાલ તો બધાઓ પેલું શું "સી સી બાટલી કલ્બ" કહેછ તાંહ, તથા ઇરાનીના હોટલોમાં ભરઇ ભરઇને ગોસ મછ્છી, ઇંડા બધું ખાએછ. તુંને જોવું હોય તો મારી સાથે એક દિવસ આવજે. એ બધા આગલા જમાના ભુલી જવાના જો બાવા?" ફુઇએ ડોહવ્યું.

નહીં ધારેલું એકાએક તોફાન થઇ આવ્યું અને વીજલીના ધડાકા થયા અને જોરમાં પવનના સુસવાટા સાથે વરસાદ પડવા લાગ્યો, જેને લઇને અમારૂં એરોપ્લેન આમથી તેમ ડોલા ખાવા લાગ્યું. ડોસાં તુર્ત ગજવામાંથી ખોરદેહ અવસ્તા કાઢી ભણવા મંડી ગયાં અને અમો લોકોનેબી દોઆ નામસતાયસની ભણવા કહયું. નસીબ સારાં કે થોડીક મીનીટમાં તોફાન દપટ પડી ગયું. અમારી ટેબલ ઉપર બેઠેલા બે યુરોપીઅન કપલમાંથી એક કપલ, ફ્રેંચ જેવું લાગતું હતું અને તેઓની રકાબી ખાલી દેખાતાં, ફુઇએ મને તે લોકને ભાતીયાંમાંથી થોડુંક આપવાને અરજ કીધી અને તે મુજબ મેં કીધું. પેલો સાહેબો નાં પાડતાં, 'Merci beau coup' કરીને કંઇ બોલ્યો, તે વરી પાછાં ડોસાં વચ્ચે પડયાં. "શું કહયું બાવા! મછ્છીનું ડોકુ! ત્યારે એમ કયારનું બોલ્યે

કેની? પણ સોરી બાવા, ડોકાં તો સબ ખલાસ થઇ ગયાં. તુંને જોઇએ તો થોડા પુછરીના ટુકડા રહી ગ્યાછ". એમ બોલી બે ચાર પુછડીના ટુકડા દેખાડયા.

"નો, મેરસી બોકુ! નો મેરસી બોકુ!" હસ્તાં પેલા સાહેબાએ ડોકું ધુણુવ્યું.

પેહલે તો મને કંઇ સમજ પડી નહીં, પણ તેને ડોકું ધુણવતાં જોઇ, મેં ફુઇને કહયું કે, એને મછ્છી નથી જોઇતી અને એ તમારો ઘણો ઉપકાર માને છે.

ફુઈ ઉઠીને બાજુની ટેબલ આગલ ગયાં અને બધાંની રકાબી ખાલી જોતાં બોલ્યાં, "મરે બધાંઓની રકાબી જોઇએ તો ખાલી, કોઇ બધાં ઘણાંજ ખાધરાં લાગેછ. પેલો મુવો મારવાડોબી મછ્છી લેવટા બધું સફાચટ કરી ગીયો, અને પેલા આદમીનું પેટ તો કોઇ જોવ! નકરો જાણે ફુટબોલ!"

સારૂ થયું કે પેલા આસામીએ કંઈ સાંભળ્યું નહીં, નહીં તો ડોસાં જરૂરજ ફુટબોલ થઇ જતે. વીમાનનાં મશીનની અંદર કંઈ ફટાફટ અવાજ થવા લાગ્યા અને તેને લઇને અમોને ફરજ્યાત નીચે ઉતરવું પડયું, અને જેવું વીમાન નીચે ઉતરવા લાગ્યું કે ડોસાં "ઓ મરે મને કંઈ પેટમાં થાયછ! ઓ મને કોઇ ધરો! કોઇ પકરો!" બોલી પેલા પાસે બેઠેલા સાહેબાને મજબુત વલગી પડયાં. સાંજના ૭ વાગતાનો વખત હતો અને oil લેવા તથા મશીનમાં નીકલી આવેલાં સમારકામ અર્થે અમોને લગભગ ૪૮ કલાકની non-stop flight પછી Paris માં ઉતરવું પડયુ અને પ્લેન બીજે દિવસે ઉપડનાર હોવાથી, જેમ બીજાં passengers ઓ ફર હર કરવા નીકળ્યાં, તેમ હમો Paris જોવા બાહર પડયાં. જગે જગ ભપકાબંધ રંગબેરંગી લાઇટોથી બધી ઇમારતો શણગારેલી હતી અને સાંજનો ટાઇમ હોવાથી, હજારો લોકો મોજ કરવા બાહર પડયાં હતાં. કોઇક થીએટરોમાં તો કોઇક restaurants માં dance કરી, ખાઇ પી મોજ્યાં મારતાં હતાં, જે જોતાં ડોસાંએ બળાપો કીધો, "મરે કેવાં નસીબવાલાં, આય પેરીસના લોકો! કેવી ભપકાબંધ રોશનીઓ, ખાની, પીની, કપડા, ચપડાં, ગોરી ગોરી મુઈ ફલુકસરો. તેવાજ ગોરા ગોરા માટીડાઓ! બરયુંરે મુવું આપરૂં હીંન્દુસ્તાન! મુઇ દીવાલી દીવાલીએ લાઇટ થાય, ચાંદરાત ચાંદરાતે લોકો હશે બોલે, ને આંય અહીંના લોકો જોવ કેવાં સાથે મલી ભેટી, અમન ચમન કરેછ! મરે મને તો કંઈ એવું થાયછ કે પાછી હીંન્દુસ્તાન ફરૂંજ નહીં. માંય પેલા કહે તેમ જીવ્યા કરતાં જોયલું ભલુ! તે બીલકુલ ખરૂં છે!"

દુર ભપકાબંધ લાઇટની સજ થયલી એક મોટી ઉંચી ઇમારત ઉપર નજર પડતાં ડોસાંએ મને પુછયું, "મંચા, એ દુર પેલું લંબારી ઇંટ જેવું દેખાયછ તે શું છે?"

મને દુરથી કંઇ ટાવર હોય તેવું દેખાયું, તેથી મેં લઇ ફેંક્યું "પુઇજી-માય, એતો રાજાબાઈ ટાવર છે?"

"તે મરૂં રાજાબાઈ ટાવર અહીં કાંહથી આયો, નહીં ખબર હોય તો આબરૂમાં મુંગો ગગરી રહે, જરા આજુબાજુ કોઇને પુછતો ખરો!"

ખબર કાઢતાં માલમ પડયું કે તે ઇમારત 'ઇફ્લ ટાવર' ના નામે ઓલખાતી'તી અને તે ખબર જેવી પુઇને પોંહચાડી કે પાછું ડોસાંએ શરૂ કીધું, "ચાલ તો મરૂં, છતાં અહીં વેર આયાંછ, તે જાતે જઇને જોઇએ."

ડોસાંએ તો ફ્સર ફ્સર ચાલતું મુક્યું અને નજદીક ઉભાં રહી ઉપર જોઈ બોલ્યાં, "મરે મુવું કેટલું બધું ઉંચું! ઓય દેતું કે જાણે આકાશને અડકશે! મરે કાંહ આપરો મુંબઇનો રાજાબાઇ ટાવર ને કાંહ આય ટાવર! લાવ તો બાવા, આપરે જરા ઉપર જઇને જોતે."

મારયા થાર મારા બાપ! હું તો ટાવરની ઉંચાઈ જોઇને ગભરાટમાં પડયો કે ડોસાંને કેવી રીતે ઉપર લઈ જવશ, પણ ભોંયતલીએ પગ મુકતાં માલમ પડયું કે, ઉપર નીચે જવા સારૂં લીફ્ટો હતી. ઉપરાંત તે મકાનમાં દુકાનો, restaurants, dancing floor વીગેરે મોજશોખનાં બીજાં ઘણાં સાંધણો હતાં, લીફ્ટમાં છેક ટોપ ઉપર પોંહચ્યા પછી આકાશ તરફ જોઇ પુઇ બોલ્યાં, "મરે જાણે આપરે ખોદાયજીને ઘેરે મલવા આયાં હોયે તેવું લાગેછ! ફ્લુ, સોલુ, મંચા, ખુદા ખાતર સંભાલીને ઉભા રહેજો મરૂં, કદાપી જો ટાવર તુટી બુટી પડયો, તો આપરા ટુકરે ટુકરા થઈ જશે જો! ચાલો બાવા નીચે ગગરતે. મને તો બધા ચક્કર ઉપર ચક્કર આવેછ. મરે જાણે દુન્યાની નવી અજાયબી!"

નીચે ઉતરી અમો બાહર રસ્તા ઉપર પડયાં અને બધાં પસાર થતાં French લોકો, જાણે હમો કોઈ રાજવંશીઓ હોઇએ તેમ અમોને ટગર ટગર જોવા લાગ્યાં. સેવક અંગ્રેજી સુટમાં, ફ્લી-સુટ અને માથે મખમલની ટોપી, સોલી પારસી સફેદ કોટ, પાટલુન તથા માથે ફેંટો, જીવણો ધોત્યું, શોર્ટ રંગીન કોટ, માથે અલેચાની ટોપી અને પુઇ કાંદાપાટી સાડી, ઇજાર માથાબાનું, હાથમાં ટપકીરનો રૂમાલ ને પગમાં કારી મખમલની સપાટ

પહેડી, ફ્રસર ફ્રસર ચાલતા હતાં; જે દેખાવ ખરેખર કોઇનુંબી ધ્યાન ખેંચે તેમાં નવાંઇ જેવું શું હતું ! લોકો તો પુઇને કોઇ રાજવંશી ખાનદાનનાં સમજી, પાસેથી પસાર થતાં, માથેથી ટોપી ઉતારી 'Bon soir, Madame !' કરીને bow કરીને જતાં, તેમ તેમ ડોસાં મચકઈ મચકઇ, અને ફ્રસરઇ ફ્રસરઇને ચાલવા લાગ્યાં, જાણે એવણુના બાવાના બાગમાં આવેલાં હોય તેવું દીસ્તુંતું ! જીવણો, સોલુ ને પુઇજી, કરીને આગલ ચાલતાંતાં અને હું, અને ફ્લી કરીને બગલમાં હાથ નાંખી પાછલ પાછલ ચાલતા હતા. તેટલાં કોઈ બે હહીતરાં જેવી બુચીમાયો પાછળથી આવી, અમારી બગલમાં હાથ નાખી, અમો સાથે સાથે ચાલવા લાગી, એકાએક પુઇની, પાછળ ફરીને જોતાં, નજર પડી, "તમે મરો મુવાઓ એમના એમ ! એ મુઇ ચોટલાબરીઓ સાથ, બગલમાં હાથ લઇને ચાલતાં, તમો લોકને શરમલાજ નહીં આવતી કે ? કાંહથી એ બે મુઇ કોલસામદમો ને ઉંચકી લાયા ! મુવા માટીડા જાતનો ભરોસો રખાય કે ? અબગડી એ મુઇ અવરદસાઓને અહીંથી પાનીચું આપો, નહીંતો તમારો કુટ્ટંબો કરી નાંખશ. તમો પેહાના પરતા મરો એમના એમ !"

ડોસાંને ગોધ્યારું કરતાં જોઇ, પેલી બે ફ્લકસુરો તો ત્યાંથી કુથે ગેપ થઇ ગઈ અને પુઇએ અમારા કાનો ચીમટી, પાંખરી પકરાવીને પોતાની સાથે ચલાવ્યા, કે રખે વરી અમો કોઇ પોટ્ટીઓની સાથે લાગી જઇએ. જ્યાંબી જતાં, ત્યાં બધાં લોકો હમારા ઉપર ઓછાં ઓછાં થઈ જતાં અને પુઇના dress ઉપર બધાં ઘેલા દીવાનાં બની જતાં. કોઇ એવણુની સાડી પકડીને વખાણે, તો કોઇ એવણુના માથાબાનાં તરફ ટગર ટગર જોય. તેવોજ હાલ જીવણાનો હતો અને તે કમબખ્તતો ઉકમઇથી મને કેહવા લાગ્યો, "શું કહું મચાં છેટ, મારા ગામમાં તો લોકો મારી તરફ જાંખીને જુએ પણ નહીં, અને આ ગોરા લોક તો મારી ઉપર ફીદા ફીદા થઇ જતાં છે, અહુવે !"

હમારાં good fortune કે હમોને એક ઘણો સોજ્જો અને સોહવામણો guide મળ્યો, જેની ઉપર પુઈ ફીદા ફીદા હતાં, "મરે કેવો ધોરો ધોરો અને માઝરાં દોરાવાલો છે. કંઇ એવું થાયછ કે એને મારો જમઇ કરૂં ! હરવાયારે આપરા પારસીઓ ! છેક વાંસડા વેર જઇ ત્યાંના દુબરાઓને કસ્તી સદરો પહેરાવી આપરા ધર્મમાં લેછ, તેનાં કરતાં આય ગોરાઓને વટલાવી, આપરા ધર્મમાં કાંય નહીં લેતા ? આપરી પારસી કોમની વરતીબી વધે અને મજાનાં ગોરાં ગોરાં પોરયાંઓ આવે તે જુદુ. કેમ સોલુબા ખરૂં કે નહીં !"

"તદ્દનસર ને સદનતર ખરૂં! પણ હમણાં એ વાત કરવાના અખારા કરો તો સારૂં! એતો જ્યારે આપરે મુંબઈ જઇશું, ત્યારે ત્યાંના કાવસજી જાંહગીર હોલમાં પારસીઓની મીટીંગ બોલાવી, એ બાબદ ઉપર વાદવીવાદ ચલાવશું," સોલુએ પુઇને ટેકો આપ્યો.

પેલો અમારો guide તો ડોસાં ઉપર જીવ કાઢી આપતો'તો અને પુઈ બી તેના ઉપર જીવપ્રાણ કાઢી આપતાં'તાં, તે એટલાં સુધી કે ડોસાં તો કરારને જીવસે તેની બગલમાં હાથ લઇને ફરતા'તાં, જેથી ફલીતું કોહી આવતું. "જોયું કે મંચા! આપસી તે લાપસી ને પરઈ તે કુસ્કી! પેલી મડમરીઓ સાથે આપરે બગલમાં હાથ લઇને ફરયા, તો ડોસાંએ આપરાં છાલ છોલાં કારી નાખ્યાં અને હવે પોતે ચીંગા મીંગા થઇને પેલા કોઈ ગોરા સાથે નફ્ટ નાકે ફરેછ, તેનું કેમ? રખેને વાત વધે!"

કોઇની તાકાત નહીં કે ડોસાંની સામે ચું કે ચાં કરે,—
તાકાટ નહીં કોઇની કે પુઈ સામે આંગલી કરે,
ભલે સાહેબા સાથે ડોસાં બગલમાં હાથ લઇ ફરે,
ભમતું હોય મોત, તો ભલે એવણ સાંમે થજો
નહીંતો બાપુ બે હાથ જોડી, બેસી ગુપચુપ રહેજો.

આંએ એમ છે, સમજ્યા કે બાવાજાન—

ચાલતાં ચાલતાં કોઈ એક ગોરી મડમરીએ હસીને ફલીને એક ફલાઈંગ કીસ આપી, તે ડોસાંની નજર પડતાં ફલીની બરોબર ખબર લીધી, "કેમરે એ મુવા જાડયા ફલી, હજુ તું સુધરતો નહીં કે? તું એમ સમજેછ કે પુઇ આંધરા છે નહી વારૂં? તારી તાકાટ શું કે તેં પેલી મડમરીને હસીને ડોકું કીધું? તારી બૈરી બી તે દીવસે તારી આવી ચાલ માટે મારી પાસે બરાપો કરતીતી. હારે માય, સારૂં થયું કે હું તમો લોક સાથે અહીં આવી, નહીંતો મુવાઓ આએ નાચતી નડરતીઓ સાથે ફરી હરી કોહીને સરી જતે."

આખી રાત એક મીનીટબી સુયા વગર, પેલા ગાઈડ સાથે હમો પેરીસમાં ફરી ઘણી જાણુવાજોગ જગ્યાઓની તપાસ લીધી, જેવાં કે થીએટરો, કાફેઓ, સીનેમાઓ વગેરે, વીગેરે.

ફરતાં ફરતાં હમો એક નાઇટ કલબમાં દાખલ થયાં, જ્યાંનો દેખાવ જોતાં ડોસાંની છાતીનાં પાટયાંજ બેસી ગયાં. બધી ગોરી ગોરી ડહીતરાં જેવી પોટ્ટીઓ સાથે જુવાન્યાઓ બેસી મજાહ કરતા હતા. કોઈ તે લોકને કીસીઓ કરી

જુટથી પ્યાર કરતાં, તો કોઇ તે લોકની સાથે ઘેલાંચેરાં કાઢતાં, જે ઉપર નજર પડતાં ફુઇની કમાન છટકી, "મરે એ ઘેલાંગપેરાંઓને કોઇ પુછે? પોતાની માય, માસી, બ્હેન દીકરીઓનીબી મર્યાદા રાખતાં એ લોકના બાપદાદાઓએ એ લોકને શીખવ્યું છ કે! મુવા કેથેના બેશર્મ નફ્ટ નકટાઓ! ભટ પરી એ લોકની કેલવણી ઉપર! ચાલો મરૂં, આપરા જેવા આબરૂદાર માણુસોનું અહીંઆ કામ નથી, નહીતો તમારા છાલકાં ભેજાંઓ ઉપર ખરાબ અસર થશે. કાંહનાં કાંહ અહીં ઘસરાઇ આયાં જો!"

ત્યાંથી નીકલી બાજુનાં એક બીજા Restaurant માં ભરાયાં, કે જ્યાં Band નાં સરોદો વચ્ચે, એક Stage ઉપર. કોઇ પાંચ છ રૂપસુંદરીઓ ગાગરા ઉંચકી ઉંચકી ડાન્સ કરતી હતી, ત્યાં હમો ગોઠવાયાં. ડાન્સ ખલાસ થતાં, લોકોને તે બહુ પસંદ પડવે 'Encore, once more' કરીને તાલીઓ ફોડી હોલ ગજાવી મુકયો અને સાથે સાથે સોલુએબી ખુબ ગેલમાં આવી જઈ, 'વાહ બેટે બોત અચ્છી બજાઇ, ફીર જાને દે' કરીને જેમ પીટ માસ્તરો મોંઢામાં આંગલા ખોસી વીસલો મારે છે, તેમ તેણેબી કીધું. પણ કમનસીબે ફુઇએ પાછળથી આવી સપાટ સપાટે તેનો બરડો જાટકી કાઢયો. "કેમરે સોલુ, તુંને એ મુઈ ગોવેગરીઓએ બીનમલાહજાભર્યે કપડે, ગાગરા ઉંચકી ઉંચકીને નાચ કીધા, તે તુંને ઘણું પસંદ પડયું, નહીં વારૂં! નહીં કાંય જુવાન દુકતાઓ આવા બીભીસ દેખાવોં જોઇને બીગડે! અબગડી તારે આંખે પાટા બાંધ. જાણે કસામાં હોયજ નહીં તેમ ચીંગો મીંગો થઇને બેસી સાનો રહયોછ! બધો વાંક આપરા પેલા સાથી (guide) 'પોલ' નો છે. બાહર નીકલો એકદમ અહીંથી, નહીંતો તમો બધાંનો કુદુંબો કરી નાખશ." પછી પોલને બે બોલ કહીં સંભલાવ્યા, "પોલ બાવા, મેહરબાની કરી ફીરસી હમો લોકકુ અઇસા બીભીસ જગાકુ મત લેજાના. સબ અમારા બચ્ચા લોક બીગડ જાતા. કુછ મનમે ઓછા મત લાના હં કે?"

તે બીચારો કંઇ સમજ્યો નહીં, તેથી મને ડોસાંએ શું કહયું તે પુછવા લાગ્યો, જેથી મેં કહ્યું, "aunty ને ડાન્સ ઘણો ગમ્યો અને તે માટે તારો એવણ ઘણો ઘણો ઉપકાર માનેછ, અને એવા બીજા ઘણા ડાન્સો જોવા એવણ ઘણા આતુર છે, ઇત્યાદી ઇત્યાદી."

"Very kind, Merci beaucoup, Merci beaucoup!" કરીને કમ્મરમાંથી વાંકો વલી વલીને તે બોલ્યો.

"બાવા, એ ગોરો કમ્મરમાંથી એટલો વાંકો વાંકો કાંય થાયછ? તેં એને શું કહયું?". ફુઇએ ઈંતેજારી બતલાવી.

"જે તમે એને કહયું, તેજ મેં એને સમજાવીને કહયું કે, 'ફુઇજીને ફરીથી એવા નાચો બતલાવતો નાં, એવણને એવું મુદ્દલ પસંદ નથી." સેવકે તોલ્લો મારયો.

"તારા પરથી બધી મરી જાંઉરે, મારો કેવો કહયાસરનો દીકરો છે! ધન્ય છે તારી જન્તીને! ખરેખર માંય, દીકરા હોય તો એવાજ હોજો! આય તમેબી બેઉ ચંડાલો છેવની?" ફુઈ, ફલુ અને સોલુ તરફ જોતાં બોલ્યાં.

આવી રીતે ફરહર કરતાં સહવાર પડી અને જે જગ્યા ઉપર અમારૂં એરોપ્લેન હતું, ત્યાં જઇ લાગ્યાં. બીજાં સઘલાં passengers ઓબી આવી પ્હોંચ્યાં અને એકાદ કલાકમાં અમારૂં વીમાન બરલીન તરફ જવા ઉપડયું, કે ફુઇએ પાછો પોતાનો બકબકારો શરૂ કીધો, "ખરેખર માંય વેલાત તે વેલાત અને હીંન્દુસ્તાન તે હીંન્દુસ્તાન! જાણે દોજખખાનામાંથી બ્હેસ્તખાનામાં આંયાં હોયે તેવું બધું લાગેછ, હારે માય, હું કેવું ઇચ્છુછ કે હું વેલાતમાંજ જન્મી હોતે! બ્હેસ્તરે મારા ફરદુનજીને! બ્હેસ્તી જો આજે જીવતા હોતે તો બધું જોઈ કરીને કેવા મલકઇ મલકઈ જતે જો."

---

## પ્રકરણ ૫ મું.

અંતે બરલીન અમો આવી પહોંચ્યા,
કુદાવી, પહાડ, પર્વત, પાણીનાં ખાબોચ્યાં,
ફુઈના ફેસ્તા ફજેતાથી મસાનનાં મુરદાંબી જાગી ઉઠયાં,
ફલુ, સોલુ સાથે સેવકેબી માથે માથાં કુટયાં.

---

### હીટલરની કમબખ્તીનો નખાયલો પાયો.

બરલીનમાં અમારી પધરામણી—સારી વધામણી—વખત જતાં ભણાશે હમારી પટેટ રૂવાનની.

સાંજ પડતાં હમો લગભગ ૫ વાગતાને સુમારે જરમની આવી પહોંચ્યા, અને વીમાન ધીરે ધીરે નીચ્ચે ઉતરવા લાગ્યું અને જમીન ઉપર

ઉતરતાં કોણ જાણે pilot એ શું છબરડો કીધો, તે વીમાન મક્કમ રીતે જમીન સાથ અફડાયું, અને અંદર સર્વ passengers ફુટબોલ થઈ ગયાં. ફૂલીની નસકોરી ફુટી ગઈ, સોલુનું નાક છુંદઇ ગીયું, જીવણુંનો હાથ મોરચાઇ ગીયો, અને ફુઇ તો આખાં બેઠક ઉપરથી ઉછલી ઉપર સીલીંગ સાથે સખ્ખત રીતે અફડાયાં, અને સેવક તથા પેલા મારવાડા સીવાય બધાં ઉતારૂઓને ઓછી વધતી ઇજા થઈ હતી.

તુર્ત હું ડોસાં પાસે દોડી ગીયો અને જોયું તો એવણનાં માથાંમાંથી ધોધમાર લોહી વહેવા લાગ્યું. સોલુબી નાક પકડતો પકડતો ત્યાં મદદે દોડી આવ્યો અને બરફ અને કોલનવોટર માટે બધી દોડધામ થઇ રહી, અને અમારૂં વીમાન તો ગોયા જાણે ઇસ્પીટાલમાં ફેરવાઈ ગયું. પેલો જાડો સાહેબોબી ડોસાંને પાટાપુટી બાંધવામાં તથા સારવાર કરવામાં મદદ લાગ્યો અને ફુઇએ પાછાં અસલ સુધ્ધીમાં આવતાં બકબકારો કીધો, "એ મુવો હાંકવાવાળો આંધરો ઉતો? મુવાને જમીનબી દેખાઇ કે નહીં? આય બધાંઓનાં હાડકાં પાસરાં ધીલાં કીધાં અને દવા દારૂનો ખરચ થયો, તે કોણ એ હાંકનારનો બાપ બંધેવી આપશે કે? આખર કરે તે કાલા આદમી તે કાલા આદમીજ તો."

"વરી એવણ કયાં ગોરા આદમીના પેટના છે, કે બીજાંને કાલા આદમી કરીને કહે છે! આખર કરીને હીન્દુસ્તાની ને ફર હીન્દુસ્તાની? વરી બોલતા નથી ત્યાં સુધી છેકજ ફાસ્ટ જાય છે?" ફૂલી મારી આગલ બબડયો.

"શું કરશું દીકરા! એવણને કોણ કહે ને સમજાવે! આપરાં નસીબમાં ભોગવવાનું તે ભોગવવાનુંજ તો! ડોસાં કંઇ આપરૂં સાંભળવાનાં

---

હતાં ? પેલા કહે તેમ, 'નહીં બોલ્યાનાં નવ ગુણ ને બોલ્યે તો થાય ખુન,' તેવો બધો અહીં હીસાબ છે. ચાલવા દેવ, જેમ ચાલે છે તેમ," સેવકે ફુલીને જરા આમ ઠંડો પાડયો.

જેમ ઇસ્પીટાલમાંથી લુલા લંગડા બાહર પડેછ, તેમ અમો એકએક પછી એકએક તે વીમાનમાંથી બાહર નીકળ્યાં અને ત્યાં એકઠા થયલાં લોકો જાણે હમો કોણ જાનવરો હોઇએ, તેમ ફુલથાં જેવા ડોળા કાઢી, હમો તરફ ટગર ટગર જોવા લાગ્યાં. મોટા પેટ તથા કદાવર આંગનાં જરમનોને જોઇને અમારા લપ્પા લેવાવા લાગ્યા, અને સોલુએ નીસાસો નાંખ્યો, "મંચા, આપ પીતતન જેવા અને કદાવર આંગના લોકો વચ્ચે આપરે કેમ જીવી સકશું ? એક તો આપરે પરદેશી પડયાછ અને એમ કહેછ કે, જરમન લોકને હીન્દી લોક માટે જરાસ્તી સુગ હોયછ, તે રખે આપરે અહીં કામ ધંધો શરૂ કર્યે, તે અગાઉ ગાંસરાં પોટલાં બાંધી આપુને પાનીચું લેવા કહે, તો આપરૂં શું થશે ?"

"જા, જા, છોકરી. તારામાં હીમ્મત નહીં હોય તો પાછો મુંબઇ ચાલી જા. તું રૂસ્તમ સોહરાબની તોખમનો થઇ આવી હીચકારી વાત કરે, એ મેં કદી નહીં માનેલું !" સેવકે જરા સોલુને જાટક્યો.

તે દેશના રીવાજ મુજબ, જેવા કોઇ પરદેશીઓ જરમનીમાં પગ મુકે, યા તો કે છોડી જાય, તે વખતે ત્યાંની પોલીસ હરેક આસામીની ઝડતી લેતી હતી, તે મુજબ જેવાં હમો વીમાનમાંથી ઉતર્યાં કે, ચાર પાંચ આદમીઓએ આવી હમારી ઝડતી લેવા માંડી. ફુઇ તો પોતાની સાથે લીધેલું થોડુંક ઝવેરાત કોઇ ચોરી યા લુંટી નહીં જાય, કરીને ચાલુ ચોટીમાં લઇને ફરતાં હોવાથી, જેવો એક આદમી ફુઇની ઝડતી લેવા સારૂ તેવણુની નજદીક આવી લાગ્યો, કે તુર્ત મારી હંમેશની રીત પ્રમાણે મેં કહ્યું,

"Eh Mister, in our religion it is a sin to touch a woman and if any person commits that crime, he is punished with death. You know well that—

A flower is to smell, but not to pluck,
A woman is to see, but not to touch.

આ મારી સુફીયાણી દલીલ અને બબડાથી પેલા આદમીએ ગભરાઇને ફુઇની ઝડતી લેવાનું માંડી વાલ્યું અને જીવણુંની ઝડતી લેતાં તેને

ધોત્યાંમાંથી મજબુત પકડયો. ગરીબ બીચારો જીવણો! એ તો ગભરાતમાં ફીક્કો ફ્ચ થઇ જતાં મને કહેવા લાગ્યો, "તમારે પગે પડતો છું, મંચી છેટ, મને આ છેતાનના હાથમહીંથી છોડવો. ધોત્યું ઓત્યું છોરી નાંખછે, તો મારી આબરૂ જાછે, અને બીજું ધોત્યું હું કીહાંથી લાવછ, અહુવે! અમો ગરીબ મનીખ પડયા, તો અમારાં મોટાંબાઇ માફ્ક ઓટીમાં તે છું સંતાડી રાખ્યે?"

"તારૂં સત્યાનાશ જાય તારૂં જીવણા! એ તું શું બફાટ કરી મરેછ? પેલો ગોરો સમજી જશે, તો મોટાંબાઇને પકડી લીધ્ધો જેલમાંજ પુરશે. ખુદા ખાતર તારામાં અકકલ નહીં હોય, તો મુંગોજ ગગરી મર," મેં જીવણાંને ચેતવ્યો.

"માફ્ કરો છેટ, હવે ફ્રીથી એવી ભુલ નહીં કરૂં. ઓલા ગોરાને છમજાવી મને છોરવો, નહીં તો મારાં બઇરી છોકરાં બાપલા વીનાના થઇ જછે, અહુવે!" જીવણાએ ફ્રી પાછી આજીજી કીધી.

પેલો ગોરો જે હમારી ઝડતી લેતો હતો, તે તપાસપરથી માલમ પડયું કે, અમેરીકામાં જન્મ્યો હતો અને કઇંક વરસો થયાં જરમન citizen બની police માં નોકરી કરતો હતો. મેં તેને જીવણાંને નહીં હેરાન કરવા માટે સમજાવ્યો, તે બીચારો કાંઇ અસરાફ્નો ફ્રજંદ હોશે, તે જીવણાંને જતો મુકયો. તેટલા વળી એક બીજાએ આવી હમારો સામાન તપાસવા માંડયો, જે ઉપરથી ડોસાં છેડાયાં, "મરે ભસ્તેગીઆઓ કહેવા શું માંગેછ! જાણે એ લોકના બાપદાદાઓનું આપરે કંઇ લીધું ખાધું હોય, તેમ આપરો સામાન સાંનો તપાસવા નીકળ્યા? જાણે આપરે બધાં ચોર અને એ મુવા સાહુકાર! તમે ત્રણો જણાં એમ અદુખરાઓની માફ્ક જોયા શું કરોછ?"

"અરે ફુઇજી માય, એમાં એ બીચારાનો શું વાંક! એને તો એની ફ્રજ બજાવવાની. એમ તો આપરા દેશમાં કાંહ નહીં પોલીસવાલાઓ જડતી લેતા! લેવા દેવ એને, પોતાની મેરે થાકશે." મેં ફુઇને ઠંડા પાડયા.

સામાનની તપાસ લેતાં પેલા આદમીની નજર કેરીની ચટણીની બાટલી ઉપર પડી અને અંદર શું હતું તે ફ્લીને પુછયું.

"ઓ ઇટસ કેરી કા ચટણી," ફ્લીએ ખુલાસો કીધો.

"What do you mean by ચટણી?" પેલાએ પાછો સવાલ કીધો.

"Don't you know those sweet things which grow on the trees in India, what they call Indian mangoes and the whole thing is called Indian mangoes pickles," સેવકે ખુલાસો કીધો.

"Oh, I love Indian mangoes," કહીને પેલાએ ચટણીની બાટલી ગજવામાં સેરવી દીધી.

"અરે એ મુવાને કોઈ પુછે? જાણે એના બાપનો માલ હોય તેમ કેવી સફાઈથી પેલી બાટલી ગજવામાં સેરવી દીધી. કંઈ નહીં મુવા, બાટલે પરીને ખાજે, એવી અમારી દુઆ કહુવા હય!" ફુઈએ તેને શ્રાપ મારયા.

"Eh! Mister! What's that old woman grumbling about?" પેલા ગોરાએ આતુરતાથી મને પુછ્યું.

"About nothing Sir! On the contrary, she thanks you a lot for your generosity, and hopes that you will enjoy her pickles very much," મેં તેને ઉંધું સમજાવ્યું.

"મરે મંચા, પેલો મુવો ગોરો તારા કાન ઉપર પડીને તુંને શું કહેતો'તો?" ફુઈએ આતુરતાથી પુછ્યું.

"કંઈ નહીંરે ફુઇજી, એતો એમ કહેતો'તો કે તારાં ફુઇ, કંઇ ઘણું થોડું બોલવાવાલાં, ખાનદાની અને ઘણાજ આબરૂ ઇજ્જતવાળાં છે." મેં ફુઈને ચઢાવ્યાં.

"બાપેદાદે! એતો બાવા જેવાં માણુસ તેવીજ વાત થાયતો! ઓંજ્યા, દુવા માંગ કે તારે નસીબે તુંને મારા જેવી ગરીબ, નમાની ને સદ્‌ગુણી ફુઇ મલીછ," ડોસાંએ પોતાની તારીફ કીધી.

"ખરૂં છે ફુઇજી, બીલકુલ ખરૂં છે! એવાં ફુઈ તો સગા બાંપને નહીં મલે! ખુદા કેદાહરે અમારો છુટકારો કરશે," સેવક મનસે બોલ્યા.

"શું કહ્યું બાવા, શું બોલ્યો?"

"અરે કંઇ નહીંરે ફુઇજી, એતો મારી હમેશની રીત મુજબ હું મન સાથે કંઈ બોલતો'તો," ફુઈને મેં બનાવ્યાં.

પછી પેલા ઝડતી લેનારા માણુસે જાત જાતના વીચીત્ર સવાલો પુછ્યા કે, "તમો પરણેલાં કે કુવારાં? તમોને કંઈ છોકરાં બરાંકે? ક્યાં સુધી અભ્યાસ કીધોછ– કાંહ રહોછ– તમારી આવક કેટલી– મોટર ગાડી છે કે– ટેલીફોન રાખોછ કે. સીનેમા નાટક કંઈ જોવછ કે, અને કેટલા, વીગેરે વીગેરે"

આ સાંભળતાં ડોસાં છછની પડ્યાં, "મરે એ મુવો એવા સવાલો પુછનારો કોણ થાયછ? આપરા ઘરબાર તથા ખાનગી વાતો જાણુવાની એને કોણે સત્તા આપીછ? મુવો પોતાનુ ઘેરબાર કાંય નહીં તપાસી મરતો?"

ખબર કાઢતાં માલમ પડ્યું કે દેશના રીવાજ પ્રમાણે પરદેશીઓ જ્યારે જર્મનીમાં દાખલ થતા, ત્યારે એવા સવાલો પુછવામાં આવતા હતા અને નહીં કે કોઈ બીજા કારણેસર.

સર્વ passengers ઓએ પોતે પોતાનો રસ્તો લીધો. અમો અમારે સારૂ રેહવા માટે, કોઈ હોટેલ, યાતો કે ખાનગી મકાનની શોધમાં નીકળ્યાં. રસ્તામાં અમારાં ફેન્સી કપડાં તથા અમારા દેખાવો જોઇ, બધાં અંદર અંદર ગુસ ગુસ કરવા લાગયાં અને કેટલાંક તો અચરત થઈ હમો કોણ જાનવરો હોઇશું, તેમ ઉપરથી નીચ્ચે વેર ટીકી ટીકીને ભોપવા લાગયાં. એકતો હમારામાંથી કોઇનેબી જરમન ભાષા આવડતી નહીં હોવાથી, ઘણી મુસીબત પડવા લાગી, પણ બાજુમાંથી કોઈ પસાર થતો આદમી, કે જે થોડું ઘણું અંગ્રેજી જાણુતો હતો, તેને પુછતાં નજદીકમાં એક મકાન બતાવ્યું, કે જેનો ધણી, તેના મકાનમાં paying-guests તરીકે કોઇપણ ઉતારૂને રાખતો હતો. સરસામાન સાથે ત્યાં હમો જઇ પોહચ્યાં, અને ધીરે રહીને મેં તેનું બારણું ઠોક્યું, કે કોઈ એક બતકા, ફેચરા, અગલી હેલ જેવા જણાતા આદમીએ બારણું ખોલી, પોતાની ભાષામાં કંઈ બબડયો ખરો! હમો તે ભાષા નહીં સમજી શકતા હોવાથી, તેણે ઘરમાંથી બીજા કોઈ આદમીને, 'રૂડોલ્ફ'! 'રૂડોલ્ફ'! કરીને બાંગ મારીને બોલાવ્યો. સારે નસીબે તે થોડુ ઘણું અંગ્રેજી સમજતો હોવાથી, મે તેને હમો પાંચ જણુને, તે મકાનમાં આશરો આપવાને વીનંતી કીધી, અને તેણે પેલા બતકા સાથે કંઇ કાનમાં, તે લોકની જરમન ભાષામાં ગુસ ગુસ કરી સઘળા સરસામાંન સાથે અંદર લીધા.

"યા વધા તારી મદદ! દાદાર અહુરમઝદ તારો આશરો!" એમ મનમાં બોલી, ૫ વાગ્યા આહુ્રેરીયો અને ૩ આરોમવડુ બાણુી.કરી હમો જમણે પગે તે મકાનમાં દાખલ થયા, કે જે મકાન જરમનીના એક ઉપ્યોગી, ઉપયોગી તથા

ધંધાદારી શહેર "બ્રેમન" ના એક અગત્યના રસ્તા ઉપર હતું, અને જેવા હમો દાખલ થયા, કે તે ઘેરધણીએ અમોને ફેરવીને પોતાનું મકાન બતલાવ્યું. તે ત્રણ ઓરડાનુ હતું, જેમા ઘેરધણી, તેની એક કોકટ (કુંમી કોકટી નહીં હકે!) બૈરી એક નાનું બાલક તથા તેનો પેલો નોકર 'રૂડોલ્ફ' કરીને રહેતા હતા. એક રૂમમાં તે માટી બઈયર અને બાલક કરીને રહેતાં, બીજો રૂમ સીટીંગ અને ડાઇનીંગ રૂમ તરીકે વપડાતો, જ્યારે ત્રીજો રૂમ ખાલી હતો, કે જેમાં paying-guests ઓને રાખવામાં આવતા હતા. તે રૂમ નાનો હતો જે માત્ર બે બીછાણુંની સગવડ સાથે બે આદમીને રેહવા લાયકનો હતો, જે રૂમના હમો પાસે રોજના રેહવા ખાવાના સુવા ઉઠવાના આશરે રૂ. ૫૦ માંગ્યા, કે પુઇનો કાંડો ખીલી ગીયો, "લુંટો મુવાઓ લુંટો! હમો પરદેશીઓને નહીં લુંટસો, તો કોણ બીજાંને લુંટવાના છેવ? જો જો તો ખરા, કે અહીં વેપાર ધંધો કરી, હમેબી તમો લોકને કેમ લુંટયેછ તે! કેમ ખરૂં કે નહી, મંચા કલેજાં?"

ન છુટકે હમો કબુલ થયાં અને પેલા રૂડોલ્ફને હમો તરફ જીતી લીધો અને તે રૂડોલ્ફ અસલ રશીયાનો રહીશ હતો અને છેલ્લી લડાઇમાં એક કેદી તરીકે પકડાયો હતો, અને ત્યાર પછી તે કાયમનો જરમનીમાં settle થયો હતો. તે થોડું ઘણું અંગ્રેજી જાણુતો હોવાથી interpreter તથા guide તરીકે અમોને ઘણો કામમાં આવ્યો. રૂડોલ્ફ આગલ અમો શું કામ અત્રે જરમની પધાર્યા હતાં, તે વીગતવારે બધું તેને કહી સંભલાવ્યું, અને તેણે હમોને સર્વ મદદ તથા સલાહ આપવાનું વચન આપ્યું.

એક બીછાણુંમાં પુઇ સુતાં અને બીજા બીછાણુંમાં એકએક ઉપર તાંટયા ચઢાવી લાત મુકકીઓ મારી અમો સુતા, અને જીવણો તો જમીન ઉપર સેત્રંજી પાંઠરી સુતો. સહવારે રાબેતા મુજબ ઉઠી દાતન મોંઢુ કરી ચાહ નાસ્તો લેવા બેઠાં. કમબખત ઘેરધણી કોઇ ઘણો ચીસ્સો મારવાડી હોશે કે શું, તે એક નાલ્લી જેવી કીટલીમાં ચાહ, થોડુંક દુધ ખાંડ, ગણત્રીની પાંઉની ચાર પાંચ કાત્રી, થોડુંક માખણ જેલી વીગેરે ટેબલ ઉપર મુકવામાં આવ્યું હતું, અને બાજુમાં એક ડીશની અંદર થોડુંક પોરીજ હતું, જેમાંથી થોડુંક કાઢી મેં પુઇની પ્લેટમાં મુકયું અને તે ખાવા જતાં અંદરથી એકાદ કસારૂં નીકલતાં પુઇ પાછાં ઉખડયાં! "તું ખવરાવતો મરે એમનો એમ! એ મુવા તુમ ક્યા ખવરાવતા છે? ઉસ્કો કીયા 'પોરીજ' બોલતા? મુવા ખોબા ભરકે

પૈસા બેલા, તે ક્યા કસારાં ખવડાવવા કે? અને છતના પાંઉ માખણમેથી બના ક્યા ખાયગા ઓર બચેગા? તમારા કરતાં તો અમારા મખ્ખીચુસ મારવાડીઓ સારા? દીકરા મંચા, આપુને કેઠે બીજે જવુંજ પડશે. અહીં રેહવામાં કંઈ શુકરવાર વલવાનો નથી.”

નાસ્તો ખાઇ હમો રૂડોલ્ફ સાથે નવું ઘર તથા ધંધા માટે નવી જગ્યા શોધવા નીકલ્યાં. રસ્તામાં એકાએક મારી જીભ કરડાવા માંડી, અને મને યાદ આવ્યું કે વચન મુજબ અમારી જરમનીમાં થયલી પધરામણીના શુભ સમાચાર કુંવરને આપતાં ભુલી ગયો, તેથી ત્યાં નજદીકમા કોઈ એક ટેલીગ્રાફ ઓફીસમાં જઈ નીચે મુજબ તાર કીધો:—

“Arrived safe and sound in a German town ‘Bremen’ along the river Rhine right down! Love”

*Munchi.*

ફરતાં ફરતાં હમો તેજ રસ્તામાં દેખાતાં એક ખાલી મકાન આગલ આવી લાગયાં, જે મકાનનો ધણી બાજુનીજ બીલડીંગમાં રહેતો હતો, અને તે કોઇ રૂડોલ્ફનો મીત્ર હોવાથી, રૂડોલ્ફે પોતાનો લાગવગ લગાડી, તે મકાન કે જેમાં માત્ર ત્રણ ઓરડા હતા, તે સસ્તામાં વગર પાગડીએ ભાડે અપાવ્યું, અને નજદીકમાં તેજ ધણીની એક ખાલી દુકાન હતી. તે પણ અમોને વગર પાગડીએ અપાવી, અને હમો પરદેશી હોવાથી ભાડાં માટે રૂડોલ્ફ guarantee થયો, અને રૂડોલ્ફને મોટી લાલચ આપી અમારી સાથે લઈ લીધો, અને તેણે મોટી ખુશી સાથે હમારી ઓફર કબુલ રાખી, જે માટે હમો ખુદાનો આભાર માનવા લાગ્યાં.

આવી રીતે હમો હમારી નવી જગ્યાએ જઇને ઠરીઠામ થયાં અને ગુસ્તાદ મહીનાના આસ્તાદ રોજે પેલી હમારી ‘Indian curios’ ની દુકાનનું

---



૬—

મુરતબી કીધું. ફ્લી, સોલુ તથા હું નાવર થયલા હોવાથી જસનની પવીત્ર ક્રીયા કીધી, જે નીહાલવા રૂડોલ્ફનું કુટુંબ તથા તેના મીત્રો ત્યાં પધારયા હતાં, અને ઘણો interest લઇ બધુ જોતા હતાં, અને પુઇએ ત્યાં હાજર રહેલાં સર્વ જણુને દારમ તથા દરાનની ચાસણી કરાવી સારી શરૂઆત કીધી. ક્યુરીઓસમાં તો હમો પાંચે જણુનાં ફોટાઓ, ધાટપોટની ઇજારો, પુઇને હાથે ભરેલી કોરો, પાણીના અચાર, કેરીની ચટણી, ટપકીર, ગાંધીજીનો રેંટીઓ, વીગેરે વેચવા સારૂ ખુલ્લી દુકાનમાં મુક્યાં. 'counter' ઉપર સેવક બેઠા, Master of ceremonies તરીકે ડોસાંને નેમ્યાં, સોલુ તથા ફ્લીને વેચાણ ઉપર રાખ્યા, અને જીવણુંને parcel ઓ બાંધવા તથા દુકાન સાફ્સુફ રાખવાનું કામ સોંપવામાં આવ્યુ, અને ઓલા રૂડોલ્ફને all round manager તથા કેનવાસર તરીકે નેમ્યો. પંદર દિવસની અંદર તો હમોએ લગભગ પાંચ હજારનો વકરો કીધો, જેથી પુઈ ગેલમાં આવી જઇ બોલ્યાં, "મરે મુવાઓને કેવા બનાવ્યા! આપરે મુંબઇમાં હોતે તો પાંચ દોઢયા નહી જોતે. મરે કહેજે જરમન લોકો ઘણા બાહોશ ને ચંચલ, પણ મારા મત મુજબ તો પેહલા નંબરના ગધેડાઓ છે! લુંટો, જેટલું લુંટાય તેટલું લુંટો. ને મંચુ દીકરા, તું અબઘડી કુંવર ઉપર તાર કરીને કહે કે, મારી બધી વધીસધી જુન્ની ફાટીતુટી સારીઓ, તથા આપરાં ઘેરમાં વધ્યોસધ્યો જરીપુરાનનો સામાન વીગેરે બનતી ઉતાવલે મોકલી આપે, અને ફ્લી ને સોલુ તમેબી તેજ મુજબ કરો. વેકો તો જોઉં—

લુંટાય તેટલું લુંટો, દિવસ આજ તમારો છે.
ખરેખર બાપુ, બખતાવર આજ દહાડો છે.
લુંટી લેવો, તમારાથી થાય એટલી લુંટ
ફરી મલસે નહીં, આવી તમને કદી છુટ.

આવા હમારા ધીકતા ધંધાની ખુશાલીમાં પુઇએ ફ્રજેતા, આઈ મીન ફરેસ્તા કરાવ્યા, અને આજુબાજુ બધે ચાસણી વેંહચી. એમ તો ડોસાં મારાં સુધરેલા વિચારના હતાં અને ભણાયલુ કીધેલું કોઈ જાત પરજાત, યાતો કે દરવનબી ખાય, તે માટે એવણુને જરાબી વાંધો નહીં હતો. (ઝનુની પારસીઓ, પ્લીઝ, વરી ખુદા ખાતર excite ના થતા!) એવણુને મેં એમ નહી કરવા ઘણીબી વખત સમજાવ્યાં, તો વરી ઉપરથી મને બે બોલ કહી સમજાવતાં, "ચુપ મુવા! તુંને કોણે પુછ્યું? એમાં તમો નાલ્લાં બચ્ચાંઓ શું સમજો?"

ત્યાંનાં લોકો તો કોઇ ઘણું ત્રીચીત્ર આદમીઓ લાગતાં. પાણીને બદલે એ લોક ચાલુ બીર પીતાં, જે મેં ફુઇને પીવાને ઓફર કીધી, તો થોડો ચાખતાં ફફડયાં, "એ લોક પીતા મરે એમના એમ! રંગમા ને દેખાવમાં તો જાણે નરો આપરો તરો! એનાં કરતાં તો આપરાં ગામઠી મોવરાંને સો ભલાઈ!"

એ લોકનો ખોરાક અમને માફક નહીં આવવાથી ફુઇજી પોતાને હાથે હમારે સારૂ પારસી ખોરાક રાંધતાં અને રૂડોલ્ફને તે ઘણો માફક આવવાથી, તે ખુશી ખુશી થઇને ખાતો, અને ધીરે ધીરે રહીને ફુઇએ, એ બધી વાણીઓ, જેવી કે ધાનશાક, કવાબ, મચ્છીના કરી ચાવલ, દોધીમાં ગોસ, વીગેરે પકાવી, અમારી દુકાનમાં વેચવાનું શરૂ કીધું, અને લોકોને ઘણું પસંદ પડવે, ફુઇ પાસે કોઈ પણ ભોગે 'રેસીપી' આપવાને બહુ દબાણ કરતાં, ત્યારે ડોસાં બે હાથ જોડી ખુલ્લું ના કેહતાં, "કયા વાત લાયા! તુમ મુવા ચોર લોકો શીખી જાવો, પછી અમારા પારસીઓનું શું થાય?"

ફુઇના આવાં સખાવતી જીગર માટે અમો શાબાશી તથા મુબારકબાદી આપતા, તેમ તેમ એવણુ ઘણાં ખુશી થતાં. જોતજોતામાં હમોએ મંગાવેલો વધારાનો ભાંગોતુટો સામાન આવી લાગયો, અને જરમન સરકારના કાયદા મુજબ કોઈ પણ આદમીથી, કંઇ પણ સામાન import થઇ શકે નહીં, પણ રૂડોલ્ફે પોતાનો લાગવગ લગાડી, મોટા ઓધેદારોના હાથો દબાવી, વગર ડયુટીએ બધો સરસામાન પાસ કરાવ્યો. જે હમો બધો વેચી સાટી, નીહાલ નીહાલ થઈ ગયા.

નામ મારૂં મંચેરશાહ, છું હું પારસી એક વફાદાર,  
ખરૂં કહું સેવક છે, મોટા ખાનદાની દેવાદાર.  
નસીબ ફરયુંછ મારૂં, બન્યોછ હવે હું માલદાર,  
આજે ખીચડી પાટયો, તો કાલે ખાઇસ મોરૂં ધાનદાર.

ધંધાની મ્હોંકાણને લઇને હમો સહવારથી સાંજ બહુ રોકાયલા રહેતા, અને ફરસુદનો ટાઇમ મલે તે ફક્ત રાતના ખાધા પછી, તે મુજબ એક દિવસ, રાતના ખાઇ પી હમો ફરવા ચાલતાં નીકલ્યાં. રસ્તામાં પસાર થતાં કોઇ એક આસામીથી ભુલમાં ફુઇને ધક્કો લાગયો કે શું, તો તે બીચારાને આરો ઉભ્ભો લઈ નાંખ્યો, "તું મરે મુવો આંધરો એમ નો એમ! અમેરે જઇસા ગેહે ગેહે ભણનાર પવીત્ર બાઇકા આંગકુ અથડતા તુમકુ શરમ

નહીં આયા? અમેરા નાન ભાગા ઉસ્કા પાપ તુમેરા માથે. મરે મુવા ઉપ-રાઓની માફક ઉભા રહી જોયા શું કરોછ? પકરો એ મુવા બદમાશની પુઠ!"

High authority તરફથી મલેલા હુકમને તાબે થઇ સોલુ, ફલુ, જીવણો અને હું કરીને તે આસામીની પુઠે જઇ, તેને જમીન ઉપર પટકી, મેડીપાક જમાડી, તેને લોહીલુહાણ કરી મુક્યો, અને સાથે સાથે ત્યાંથી પસાર થતા રાહદારીઓએબી, કંઇ પણ જોયા જાણ્યા કે ખબર કાઢયા વગર તે બીચારાને ગુંડીપાક જમાડવામાં હમોને મદદ કીધી, જેથી ફુઇએ જરા રતી તેની દયા ખાધી, "કોઈ ભુરાંઓના હાથ ભાંગે! તે બીચારા કોઇ નીર્દોષ આદમીને મારી કરી તેનો ભુકો કરી નાખ્યો, ગરીબ બીચારો લુચ્ચો ચોર! એમ તે કોઇને મારવાનો હોય!"

જાણે કંઇ બન્યુંજ નહીં હોય, તેમ ત્યાંથી હમો ચાલી ગયાં, અને બાજુમાં ઉભેલી એક બસમાં ચઢી બેઠાં. બસ આખી ચીકાર ભરેલી હતી, અને એક નાનો બાજત, કે જેની ઉપર કોઇ એક ભેંસ જેવો જાડો આદમી બેઠો હતો, તેની બરોબર પાસે એક સીટ ખાલી હતી, ત્યાં ડોસાંને બેસાડયાં, અને બસ ચાલવા માંડી. પેલો જાડો આદમી તો બેઠો બેઠો કરારે ચીરૂટ પીતો પીતો ધુમાડો કાઢવા લાગયો. ફુઇએ તે ચીરૂટ તેનાં મોઢામાંથી ખેંચી કાઢી બારીએથી બહાર ફેંકી દઇ, તેને ગાલગલોચથી ધોઇ નાંખ્યો. "મુવા બેશર્મ મરધા! કોણુકી રજાથી તુંમ બાઇ આદમીકી જગા ઉપર બેઠા? બેઠા તો બેઠા, ને વરી ઉપરથી બીરી ફુંક કર, અમેરા આંગ ઉપર ધુમાડા ઉડારતા. અમેરા ધર્મકા કુછ ખ્યાલબી નહીં કીયા!" અને પછી સોલુ તરફ કરીને બોલ્યાં, "સોલુ, આય મુવા ભેંસને જોયો કે? મુવો ખાઇ ખાઈ ને કેવો પારા જેવો થયોછ તે! મુવાને કાપ્યે તો અર્ધું મુંબઈ જમે! આય તમો લોકોબી સુકા લેવટા જેવા સોહરાયલા સુકાયલા છેવની!"

પેલો સાહેબો તો મોટા ફુલ્યાં જેવા ડોળા કકરાવી હમોને ગુરકવા લાગયો, અને વધુ કંઇ માઠો બનાવ બને નહીં, કરીને જેવી બસ ઉભી, તેવાજ બસ fare ચુકવ્યા વગર, અમો નીચે ઉતરી પડયાં, અને ઘર તરફનો રસ્તો લીધો.

સહવારના ઉઠી અમો અમદાવાડી બાવલની દાંખલીથી દાંત ઘસતા ઓટલા ઉપર બેઠા હતા, તેટલાં મારા હાથમાં 'એર મેલ'માં આવેલું મારે નામનું કાગલ મુકયું. કાગલ જોતાંજ, પગ પાસે મોટો જેવો બોમ્બ ફુટયો હોય, એવા ગભરાતથી હું ચોંકયો, કેમ જે સરનામા ઉપર નજર ફેંકતા,

કાગડાનું છેર પડયું હોય તેવા પોહલા ને જાડા અક્ષરો, મારી કલેજાંની કટકી, અને આંટરડાંની ટુકડી (પીસ ઓફ્ માઇ લીવર) કુંવરનાજ હોશે, એમ મને કંઇક લાગ્યું. બનતી ઉતાવલે મેં તે કાગલ ખોલી નીચે મુજબ વાંચ્યું:—

"મારા નેકનામ, કદરદાન, હેતવંતા બકરાની કલેજીના કટકા મંચા,

જોકે તમો જીભરૂં, તમારી ઉપરથી બધી મરી મરી જાંઉ, કે જરમની તરફ ધસડાઈ તણાઇ જવાનેબી ચચાર મહીનાઓ પસાર થયાછ, પણ હજુ તમો ભસ્તેગીઆ બેશર્મ એકલપેતા પારસી તરફથી જુઠ્ઠાઇએ મને એક કાલો હરફબી મલ્યો નથી, તે માટે તમારે શરમઇને નીચી મુડીએ ચાલવું જોઇએ! ભત પરી તમારી કેલવણી ઉપર! ખરેખર તમારૂંબી જીગર છે, જાણે કાચબાનું કોટલું! મને જો પેહલેથીજ ખબર હોતે તો કદીબી હું તમારી સાથે પરણુતે નહીં. મારા માયબાપેબી મને કાંહની કાંહ ફસાવી! પરણેતર તરફની તમારી આવી લાગણી? હુ પરી તમારા આવાં જીવતર ઉપર! મારા ઉપર દર મહીને ખોબા ભરીને ઘરખરચ માટે પૈસા મોકલવાના હતા, તે ક્યાં દટાઈ રહયાછ? હજુ સુધી મને એક પાઇબી મલી નથી, તે હવે હું ખાંઉ કરડું કોણુને? તમારી માય માસીને કે? ખચ્ચીતન, પેલા કહે તેમ, તમે માટી નથી, પણુ કચરાની પાંટી છેર.' એવું કરવા ખાતરજ તમો મને અહીં વાપર વખાતી નાંખી ગીયાછ, નહીં વારૂં? ખુદા તમારૂંબી શું ભલું કરશે, કેઠેના જુઠ્ઠા લુચ્ચા પારસી? બીજું પેલો તમારો બાયલો હીચકારો બફેણાંની બરણી જેવો નીંદાખોર સીપલો સગો ફુલી જંબુસરીયો (આખ થું!) કેંમ છે? હજુ મુવો જીવેછ કે? એ મુવા દોજખી દેવ, નાપાક સહેતાન, ચંડાલની ભૈરીબી એને નામની રોજ પોક મુકેછ! તમોનેબી બીજો કોઇ સગો મલ્યો કે નહીં? માટે જોવ, મંચેરશાહ, હું તમોને આ લખી છેલ્લો ultimatum આપુંછ કે, જો આજથી લગભગ ૨૩॥ કલાકમાં ઘરખરચ માટે મારા ઉપર પૈસા પેલા કાંડાભાતી રૂમાલમાં પેક કરીને નથી મોકલ્યા, તો હું ન છુટકે અને મારી રાજીખુશીથી, અત્રેની કોર્ટમાં જઇ, તમારી ઉપર ભરણુપોશણુની ફેરીયાદી માંડી, ઠોકીને તમારી પાસે, ને નહીંતો તમારા સગા બાપ પાસે પૈસા લેવશ, ને બે દુ બાવીસં વખત લેવશ, તોજ હું તમારી એકપુરી, હેતવંતી ને કદરવંતી (?) કુંવર. ચાલો હવે તમારૂં આવી બન્યુંછ. એમ સમજી મોત ચેતીને ચાલજો, અને થોડે લખવે ઘણું સમજી મરજો—

લી૦

તમારી હમેશની તજાયલી, હીણાયલી,
દુખયારી કુંવર"

કપાલે ચીલ્લો ચઢાવી મને કાગલ વાંચતો જોઇ ફુઇએ પુછ્યું "મંચા, એ કુંવર શું લખેછ? બધી ખબર સારી તો છેની?"

"હારે ફુઇજી, ખબર તો બધી સારી (ફક્ટ મોતના સમાચારજ છે.) એતો બીચારી આપરા વગર જુરી જુરી જાયછ, ને લખેછ કે, કોઈ વખત એને એવું થાયછ કે, ઓય દેતીકે બારીએથી નખાવી દે. કહેછ કે પાસેના આપરા મોબેદ દારબદારૂને તાંહ ૭૫ મેં વરસે પહેલવેહલો બુચો આયોછ, તે દારબદારૂએ ખુશાલીમાં બારણે ઢોલીઓ બેસાડી, આખે મોહલ્લે જલેબી વેંહચી ઈત્યાદી ઈત્યાદી," સેવકે કેંકયું.

"મરેરે! મરેરે! એ દારબદારૂનેબી કોઇ પુછે! આએ ઉમરે તે કંઇ એવું કરવાનું હોય! હારે માય, જેનો હોય તેનો જીવતો રહે! ને મંચેરશાહ, તમેબી છેવની? આ ઉપરથી કંઇ ધડો લેશો કે? ગરીબ બીચારી કુંવર! મરે મને એની બઉ દયા આવેછ. રખેને કંઈ નવું જુતું કરી, આપુને આપડામાં નાંખે, ને જો તેમજ થશે, તો મરે મચા, તારૂં શું થશે?"

"વરી શું થશે! સેવક રંડાશે! બધાનાંજ નસીબમાં કંઇ રંડાવાનું હોયજ! થોડાનાજ નસીબમાં બે બઇરીઓનું સુખ જોવાનું હોયછ!" સેવકે જરા ઉમેરયું.

'મારા ઘેર ઉપરથી બધું ઓવારી નાંખ્યું રે! રંડાય, ને બે બઇરીનું સુખ જોય તારો દુશમન! ચાંદરાત જેવા સારા સપોરમે દાહડે, એવી અવર વાણી કાઢતાં તુંને કંઇ લાજ શરમ નહીં આવતી કે! મરે કંઇ એવું થાયછ, કે ઓય ભુરાના દાંત તોડી નાખું," ફુઇ મારા ઉપર છેડાયાં.

હજી તો કાગલ બંધ કરી કુંવર તથા ફુઇને નામની સરસવતી ભણું, તેટલાં મારો સગો ફલીબી મને કેહવા લાગયો કે, એની પેલી માઝનદાન બૈરી પીલઇ તરફથી, એનેબી એક લાંબુલચ, ધાકધમકી તથા બદામ દરાખ અને મીઠાં મરીથી ભરેલું, 'લવ લેટર' મલ્યું હતું, જે માટે અમો ઉંડા વીચારમાં પડયા, અને દશ મીનીટની બાંબુના થાંભલા જેટલી મજબુત કોનફરનસ (કે જેમાં હમે ફલી તથા જીવણુંનેબી સામેલ કીધા) ભરી. બેઉ જણુની બૈરીઓને નામની પટેટ ભણી ઠરાવ કીધો કે, એ લોકના નામ ઉપર ધુર નાખીને આસરે લગભગ ત્રીસ, ત્રીસ, રૂપીઆની ધરખમ રકમ, વેસ્ત-પેપર બાસ્કીટમાં પેક કરી, અંદર રદ્દી કાગલો ભરી પારસલથી મોકલી આપવી, અને તે માટે અમારા નોકર જીવણુંને બધો પાક્કો બંદોબસ્ત કરવાનો હુકમ કીધો. લેતાં બાતાંની આઇસી તાકસી.

**કેમ શું ધાર્યું ? અમારા જેવા હેતવંતા, કદરવંતા માટીઓતો આય દુન્યામાં ઘણાજ થોડા હોશે.**

પેલા હમારા ગાઈડ રૂડોલ્ફે, અમોને જરમનીનો છેલ્લી લડાઈ તથા તે પછીનો ઘણો જાણવાજોગ ઈતીહાસ કહી સંભલાવ્યો, જે હમોએ નાકના નસકોરાં ફફરાવી, તથા કાનો ઉભા કરી સાંભલવા માંડતાં અમારા પેટમાં ઘુજરાં છુટવા માંડયા, અને વધુ ઉંડાણમાં જતાં રૂડોલ્ફે અમોને જણાવ્યું કે. હાલને કાજ જરમનીનો રાજ કારભાર 'નાટઝી' નામની એક પાર્ટીના હાથમાં હતો, કે જેનો મુખી હેર એડોલ્ફ હીટલર હતો, જેને અત્રેના જરમનો તાજ વગરનો રાજાની ઉપમાં આપતા હતા. ફૂઈને ચટપટ થતાં મને પુછયું, "મરે મંચા, એ રૂડોલ્ફ કંઈ નાટઝી નાટઝી, કરીને બોલ્યો તેનો અર્થ શું?"

મારી જાણે બલા કે 'નાટઝી' નો મીનીંગ શું! પણુ ડોસાંને કંઈબી જવાબ આપવો તો જોઇએ, એમ ધારી મેં ફેંકયું, "જોવની માયજી, જેમ આપરા પારસીઓમાં ભગરીયા ને કકરયા, બેહદીન ને અથોરનાન છેની, તેમ એ લોકમાંબી 'નાટઝી' કરીને એક મુખ્ય ટોલો છે. ખુદા ખાતર તમે રૂડોલ્ફને આગલ ચલાવવા દેવ, ને વચમાં ટકટક કરી એ બીચારાને હરકત ના કરો."

રૂડોલ્ફે આગલ ચલાવતાં હમોને જણાવ્યું કે હીટલર એક ઘણોજ ખરાબ જાતનો ઘાટકી, પ્રપંચા, તુમાખી, બીનજોખમદાર આદમી હતો, અને જરમન લોકો ખાસ કરીને યાહુદીઓ તેમજ પરદેશીઓને એ ઘણુંજ ખરાબ treatment આપી, તે લોક ઉપર ઘણોજ જુલમ તથા સીતમ પાડતો હતો. આ સમાચાર સાંભલતાં અમારા પાછલા બાર ધપકવા માંડયાં. આગલ ચાલતાં. રૂડોલ્ફ બોલ્યો કે, જેવો એક જરમન subject યાતો કે તાંહનો રહીશ ૧૪

વરસની ઉમરમાં આવતો, કે તેને ફરજીઆત લશ્કરી ટ્રેનીંગ લેવી પડતી હતી. આ સાંભલતાં ફ્લી બોલ્યો. "મારયા ઠાર મંચા દીકરા! એમજ સમજ કે આપરૂં હવે આવી બન્યું છ! કાંહનાં કાંહ અહીં ધસરાઈ આયાં! જેવાં આપરાં ભાગેલાં તુટેલાં નસીબ! હું ધારૂંછ કે, જલદીથી આપરી બઇરીઓ વિધવા થશે. Lucky girls, indeed!!"

પુઇ કે જેવણુ આટલો વખત ગુપચુપ બેસી રહયા હતાં, તેવણુ ધીરજ ખુટી જવાથી મારા ઉપર ઉલટી પડયાં, "કેમરે મંચા, આય રૂડોલ્ફે બધું કહ્યું તે સાંભલ્યું કે? તું લાવતો જતો મરે એમનો એમ, ને તારૂ ખાનુ ખરાબ થાયરે તારૂં!"

"શું જો પુઇ, જરા રતી ધીરજ તો રાખો! એમ શું જરા જરામાં આંગ ઉપર આવોછ? મેં થોડાં તમોને અમારી સાથે આવવા કહયુંતુ. તમારી રાજીખુશીથી તમે આયાં, તેમા મારો શું વાંક?" સેવકે તાપસી પુરી.

આ વાદવીવાદ અમારી દુકાનનાં દરવાજા ઉપર ચાલતો હતો, તેટલાં કોઇ એક કદાવર આંગ અને મજબુત બાંધાનો મોટા પેટવાલો આદમી અમારી દુકાનમાં દાખલ થયો, અને તેને જોતાં રૂડોલ્ફે 'હાઇ હીટલર' કરીને, જેમ આપણા મુંબઇના સીપાઇઓ, હાથ ઉંચો કરીને traffic control કરે છે, તેમ સલામી આપી, જેનો જવાબ આ આસામીએબી હાથ ઉંચ્ચો કરી 'હાઇ હીટલર' કરીને આપ્યો. હમો સર્વ આ દેખાવ જોઇ અચંબો પામ્યા, અને પેલો આસામી જરા આમ તેમ નજર કરે, તેટલાં રૂડોલ્ફે, મારા કાન ઉપર પડી મને ખબર આપી કે, તે આસામી કોઇજ નહીં પણ, જરમનીની પેલી 'નાટઝી' પાર્ટીનો એ સભ્ય તથા જરમનીની આખી લશ્કરી ફોજનો તે મોટામાં મોટો ઓફીસર યાને ફીલ્ડ-મારશલ 'ગોએરીંગ' હતો, અને આબરૂ ઇજ્જતથી જેમ એણે સલામી આપી હતી, તેમ હમો સર્વ જણે આપવી.

ફરતાં ફરતાં તે કમબખ્ત ગોએરીંગ મારી આગલ આવી લાગ્યો, કે તુર્ત મેં હાથ ઉંચા ઉંચકી 'હાઇ હીટલર!' કરીને તેને સલામી આપી, જેનો જવાબ ગોએરીંગે તેજ મુજબ આપતાં ડોસાં બખાલ્યાં, "મરે પણુ તુ કાંય બીજાઓની સાથે તારા ડોલા બારીને પોરા કરેછ! હાય હીટલર! હાય હીટલર! શું કરી મરેછ? શું હીટલર બીટલર ગુજર પામ્યોછ કે!"

મેં પુઇના કાન ઉપર પડી સમજાવ્યાં કે તે જરમન લશ્કરનો સેનાધીપતી ગોએરીંગ હતો અને જો કંઈ આપરે વધારે પું ફાં કરશું, તો અચાણુચ

આમરે બધાંનો ડબ્બો ઉડારી મુકશે. જે સાંભલતાં ડોસાં ગભરાયાં "બાવા ફલી, સોલુ, મંચા, ખુદા ખાતર એ મુવા ભેંસ સાથે સ્યાન સલુકાઇથી વર્તજો, નહીંતો એ મુવો આપરી દુકાન જપત કરી આપુને બધાંને તોપને ગોલે ઉડારી મુકશે, અને તેમ કરતાં એને કોણ અટકાવવાનું છે? મનમાં યથા અહુવેરીઓ ભણીયા કરો મરૂં!"

"ખુદા ખાતર તસમમેબી ખુસમબ સંભાલજો હં કે! નહીતો આપરૂ બસમધાનું ઓસમટલો ઉઠયાણું, અહી થસમઇ જશે," મે ડોસાંને અસતમ પસતમ ભાશામાં સલાહ આપી.

ગોએરીંગને ચટપટ થવાથી, ખટપટ કરતાં મને પુછવા લાગ્યો કે, અમો કોણ હતા અને અત્રે શું કામ આવ્યાં હતા? મેં મારી હમેશની રીત પ્રમાણે ચાલાકી વાપડી, જેમ મોઢાંમાં આવ્યું તેમ ફેંકવા માંડયું, કે સેવકનું નામ



મેજર મંચેરશાહ માઈડીયર ઓફ બેલાડ પીઅર,
D. S. O., V. C., etc., etc.

મેજર મંચેરશાહ માઇડીઅર હતું, અને એક વખતની વાત ઉપર હીંદુસ્તાનની વરલ્ડ ફેમસ જાણીતી લશ્કરી ટુકડી બીલકુલ 'હીંદુસ્તાની' રેજીમેંટનો હું એક મોટો અમલદાર હતો, અને છેલ્લી લડાઇ બંધ પડીયા પછી મુંબઇમાં જાતજાતના અચારો તથા શેરડીનો સરકો વેચતો હતો, પણ ધંધો ભાંગી પડવાથી અત્રે જરમની આવી નવી જાતનો વેપાર કરવાનું ચાલુ કીધું, અને મને મદદ કરવા સારૂ મારા મીત્રોને સાથે લાવ્યો હતો.

પછી મારા કઝીન ફલીની ઓલખાણ કરાવતાં મેં કહયું, "ફીલ્ડ-મારશલ સાહેબ, અલાવ મી ટુ ઇનટ્રોડ્યુસ યુ ટુ માઇ બીલવેડ સગા, યાને માઈ મમ્મીસ બહેનકા છોકરા, કર્નલ ફલી, ઉર્ફે ફ્રાઈ જંબુસરીયા. હી વોઝ એક વખતકી બાત ઉપર લેફ્ટનન્ટ કમાનડર ઇન ધી પીંધારીસ રીજમીટ એન્ડ એ direct descendent ઓફ our પેહલવાનસ રૂસતમ એન્ડ સોરાબ. હી હીઝ વેરી ગુડ એટ રેસલીંગ, બોક્ષીંગ, સુટીંગ, એન્ડ એ વેરી કલેવર accountant, એન્ડ હી ઓલસો હેઝ કમ હીઅર ટુ ડુ નોવેલટી એકસેલસીયર બીઝનેસ વીથ મી!"

"Fchr Zeyr gut goot? Very good! Very good! બોલી 'હાય હીટલર' કરીને સલામી આપતાં, જેમ પહાણો ઇદ ઉપર એકમેકને બગલગીરી કરે છે તેમ ફલીને કીધી, અને તેને ગોલ ફેરવીને ઉંચકીને બીજી બાજુ ફેંકી દીધો, અને હાડકાં પાંસરાં દાબતાં ફલીએ 'હાય હીટલર' કરીને વલતી સલામી આપી બે પગ ઉપર ઉભો થયો. આ દેખાવ જોતાં ફુઇનું કયાની લોહી ઉશકેરાઇ આવતાં બોલ્યાં, "મરે એ મુવા મેડને એકાએક શું થયું? બીચારા મારા ગરીબ બચ્ચાંને એમ ઉંચકીને ફુટબોલની કાની ફેંકી કાંય દીધો હોશે? મુવાને કોઇ પુછનાર છે કે નહી? આજે ફલી સાથે ઘેલાં કાઢયાં, તો કાલે ઉઠીને આપરી સાથેબી એમજ કરશે! મુવાઓના આંગમાં એટલું બધું જોર કાંહથી આવતું હોશે?"

પછી જરા સોલુ સાથે introduce કીધો, "હેર ગોએરીંગ! this gentleman is our Parsi champion wrestler, હેર સોલુ સેંડો, કઝીન ઓફ ગુસ્તાદ ગેંડો, એન્ડ હી વુડ લવ ટુ wrestle with any German Sandow."

"Gut, freut mit Lehr, ihre bekanntschft zu machen," ગોએરીંગે જવાબ આપ્યો.

"એ નાતરેગીઓ એની ભાષામાં એ બધુ શું બકી ગીયો, કંઈ સમજ પડે? આપુને કંઇ ખરાબ જાતની ગાર તો નથી દીધી ને?" ફુઇએ તાપસી પુરી.

રૂડોલ્ફે એનો તરજુમો કરીને અમોને સમજાવ્યાં કે, સોલુને મલવાથી એને ઘણો આનંદ થયો છે, અને રૂડોલ્ફ કંઇ વધુ બોલવા જાય, તેટલાં ગોઅરીંગે સોલુનો હાથ shake-hands માં લેતો હોય તેમ પકડી એક પેચ આપી, જમીન ઉપર ચટ્ટોપાટ ફેંકી દીધો. બીચારા સોલુએ તો પડયો પડયો 'હાઇ હીટલર' કરીને હાથ ઉંચો કરીજ રાખ્યો. "કેમ દીકરા સોલુ, શું ધારયું? ફરીથી ફેંકું કરતો નાં, નહીં તો પાછો ફુટબોલ થઇ જશે! એ તારી હુસ્યારી નબળા પોચ્ચાઓ આગળ ચાલે, ને નહીં કે આવા પીલતન આદમીઓ આગળ!" સેવકે કહ્યું.

ગોઅરીંગ તો જાણે એના બાવાના બાગમાં આવ્યો હોય, તેમ દુકાનમાંથી બધું ઉંચકી ઉંચકીને જોવા લાગ્યો અને કવાબ, ચપટાં, પોપટજી, જેબી હાથમાં આવ્યુ, તે 'વેરી ગુટ!' 'વેરી ગુટ!' 'Danke!' (Thank you) કરીને ઉંચકી દપાટવા માંડયું, જેપર નજર પડતાં, ડોસાં બબાડ્યાં, "ખા, મુવા, તારા જીવ ઉપર ધાડ આવી હોય, તેટલુ દપાટી લે. જેટલું હરામનું ખાશે, તેટલા તુંને પુછડયા કીરા પડશે, એવી અમારી સારી દુવા છે."

પછી ગોઅરીંગે જરા પેલી કેરીની ચટણીની બાટલી ઉપર નજર પડતાં તે ઉંચકી મને સવાલ કીધો, "What is this?"

"This is that, that mango pickle, made by my aunty (આવાં ફુઇને બતલાવી) i. e. my father's sister, Madam આવાંબાઇ અદગરા She cooks everything nice and goody goody," મેં ફુઇની તારીફ કીધી.

ગોઅરીંગે પેટ પકડતાં વાંકા વલી, ફુઇનો હાથ પકડી, તે ઉપર બચ દેતી કે કીસ લીધી, તે ફુઇએ હાથ છીણવી લઇ, પોતાની સાડી સાથે નુછતાં બબડયાં, "છી, ફુ! તું ચુમી નો લેતો મરે! ભસ્તેગીઆએ તો થુકે થુકે મારો હાથ બધો ભરી નાંખ્યો! વાંકો વલતાં તો પેટ પકડે છ, તે લડાઇના મેદાનમાં તોપ શું ફોડી મરવાનો ઉતો? ફલી બાવા, ખુદા ખાતર એ ખાધરાને કંઇબી ઉલટું સુલટું સમજાવીને અહીંથી ખસાડ, નહીં તો એ મુવો ભેંસ, આપરૂં બધું રાંધેલું સીધેલું સફાચટ કરી જશે."

અમારી આવી ઝબાનદરાજી, રીતભાત તથા ગરભછાંટને કે કોલોજીની અસર ગોઅરીંગ પર એટલી બધી થઇ અને તે એટલો બધો તો અંજાઇ ગયો કે, જતાં જતાં એના નામનો આશરે ત્રણ ઇંચ લાંબો અને ફુઇના અંગુઠા જેટલો પોહળો કાર્ડ આપી બોલતો ગયો કે, આજે તે ઘણો રોકાઇ ગયલો હોવાથી, અત્રે જાસ્તી વાર થોભી શકતો નથી, તેથી અમોએ આવતી કાલે સાંજના એને બંગલે મલવું, કે જ્યાં એ ખુલાસાથી વાતચીત કરી અમારી બરોબર ખબર લેશે.

આ સાંભળતાંની સાથ અમો અજાયબીમાં સાવ ડુબી ગયા અને ધીરે રહીને મેં મારા પેલા સગાને કહયું, ફ્લુ માયલાં, મને તો એમાં કાંઈ ભરમ લાગેછ. બરોબર ઓળખ્યા પારખ્યા વગર કાલને કાલ આપણુને એણે પોતાના મકાને મલવા કાંય બોલાવ્યા હોશે? I smell something fishy, fishy ! મને તો બાપુ એમાં કંઈ જબરો ભરમ લાગેછ ! અધુરામાં પુરૂં આપરે British subject (with some sound object) મુવાછ, તેને લઇને એણે કાંય નહીં આપુને ત્યાં બોલાવી, આપરી ગરદનો ડોક ઉપરથી જાદુકની વોઝ નોટ કરી ઉડારી મુકે ? આજે તો કોઇ સગા બાપનોબી ભરોસો રખાય નહીં.

આજકાલ તો કોઇનો બાપુ ભરોસો નથી,
સગો તારો ગોરીંગ, હીટલર, કે મુસો નથી.
સપાટામાં આવ્યા, તો આપણા પુરે પુરા બાર વાગી જશે,
રખડતા ભીખારી વેરાગી થશે, યા મોતની સોરટી લાગી જશે.

"ખરૂં કહયું, મંચી છેટ, તમારૂં કહેવું બીલકુલ વાજબી છે. મારેબી મારી મંગલી અને પોયરાંઓને જવાબ આપવાનો છે ને ?" જીવણાએ મારા બોલવાને ટેકો આપ્યો.

"જા, જા, મંચા, તું તો હમેશનોજ બાયલો હીચકારો રહી ગીયોછ ! તુને ગમે તો અમારી સાથે આવજે અને નહીં તો પછી જેવી તારી મરજી."

કોણકી તાકાત હય કે પારસી બચ્ચેકી સામે આવે,
કોણકી માંને સુંઠ ખાવે, કે લડનેકુ આવે ?
મગર એ લડનેવાલા ગોએરીંગ, હત તુમેરી અઇસી તઇસી,
કયું યારો, અમેરી બાત હય કઇસી ?

ગમે તે થાય, તોબી હું તો બાપુ એ ગોરા ગોએરીંગને મલવા જવાનો ને ફર જવાનો. કાંય નહીં એને મલવાથી આપરૂં કંઇ કલ્યાણ થવાનું હોય, અથવા તો કંઇ લાભ થવાનો હોય—


A cool breeze
over snow-capped hills
and mountain flowers
Tata's

નસીબ જો ચમક્યાં, તો બેડો પાર છે,
અને નહીં તો આપણા ગોલ્લા બાહર છે.
મલીશું આપરે એને સાંજે કાલે ચાર વાગે,
પછી ભલે એના કે આપણા બાર વાગે !'"

ફલીએ થોડી ઘણી હીમ્મત બતલાવી.

"હા, તારા બાપનું કપાલ ! ફતેહતો આપરી એવી થશે કે, બધા એકમેકનું મોઢું જોવાબી ઉભા રહેવા નહીં પામશું તેની ખાતરી રાખજો." સેવકે ટાઇમસર બધાંને ચેતવ્યાં.

અંતે પા ડજન રીકઝીક, અરધો ડજન હોજાતોજી અને ડજનેક ગાલગલોચ વચ્ચે અમોએ ગોઅરીંગને બંગલે બીજે દિવસે સાંજના મલવા જવાનું નક્કી કીધું, જે બાદ રૂડોલ્ફને હીટલર, ગોએરીંગ અને નાટઝી પાર્ટીના ગોઠયાઓ માટે વધુ પુછપરછ કરતાં રૂડોલ્ફે હમોને જણાવ્યું કે, દશેક વરસ થયાં, જેવો હીટલર power માં આયો, તેવોજ એણે મજબુત હાથે કામ લેવડાવા માંડયું. રાત ને દિવસ ધમધોકાર બધાં કારખાનાંઓ ચલાવી કરી ધમધોકાર દારૂગોલો, તોપો, ટેંકો, બીજાં લડાઇને લગતાં હથીયારો, વીમાનો, લડાયક બારકસો, વીગેરે વીગેરે બનાવવા માંડયા, જે હાલને કાજે પણ ચાલુ છે. મજુરો પાસે ફરજયાત રાત દિવસની જેહમત કરાવ્યા બાદ, જે કોઇ આસામી 'નાટઝી' સરકારની સામે થતો, યાતો કે કાંઇ પણ તેની against બોલતો, તો તેને ત્યાંને ત્યાંજ ગોલીથી ઠાર કરવામાં આવતો. એક આસામી પાસે પોતાનું તેમજ પોતાના કુટુંબનું ગુજરાન થાય, એટલી રકમ રાખી, બાકીની રકમ સરકારને ફરજ્યાત આપવી પડતી, અને જો કોઇ ચોરી છુપઇથી દાબી રાખતું, તો તેને તુર્ત ફાંસી દેવામાં આવતી. આ સાંભલતા ડોસાં

---

ગભરાયાં, "ઓ માંય! હવે શું કરશું? મંચા દીકરા, જો એમજ હોય તો પેલું બધું મારૂં જવેરાત જે હું ચાલુ બોટીમાં લઇને ફરૂં છ, તેનું શું થશે? મરતાંબી એ બધું એ મુવા ચંડાલોના હાથમાં જવા દેવસ નહીં. ભલેને એ લોકો મારા કાપીને કટકા કરે! લાવ દીકરા આજનું આજ બજારમાં જઇને વેચી નાંખતે."

પેલા રૂડોલ્ફે આગલ ચલાવ્યું કે દરેક કુટુંબમાંથી જેવો એક છોકરો ૧૪ વરસની ઉમરમાં આવતો, તો તેને ફરજ્યાત લશ્કરી તાલીમ લેવી પડતી. તેજ મુજબ ઉમરમાં આવતી છોકરીઓનેબી તે લોકને બરની ફરજ્યાત તાલીમ આપવામાં આવતી, અને કોઇ પણ આસામી, જે જરમનીમાં ધંધા અર્થે આવી, settle થતા, તો તે લોકને પણ head-office ઉપર પોતાનાં નામો નોંધાવી ફરજ્યાત તાલીમ લેવી પડતી હતી, જે સાંભલતાં સોલુ બબડયો, "મારી નાખ્યાંરે મારા બાપ! ફલુ દીકરા, હવે તો આપુનેબી ફરજ્યાત તાલીમ લેવા જવું પડશે! એક તો મને હરન્યા છે, તે મારાથી બંદુક ઉંચકીને કેમ ચલાશે? દાદાર અહુરમઝદ તારો આશરો! યા યથા તારી મદદ!"

"હીટલર આજ કેટલુક થયું દેશમાં બધાંને ફરજ્યાત લશ્કરી તાલીમ આપતો હતો, તેનુ મુખ્ય કારણ એટલુંજ હતું કે લાગ ફાવે ત્યારે એ ઇંગલંડ, અમેરીકા, ફ્રાન્સ, તથા બીજા દેશો, કે જેના લોકો મોજશોખમાં પડયા હતા, તે લોક સામે અચાનુચ લડાઇ જાહેર કરી, તે લોકના દેશો હાઉ કરી જઈ, જરમનીના તાબા હેઠલ લાવી, સારી દુન્યાને માહત કરવા માંગતો હતો," રૂડોલ્ફે કાન ઉપર પડી ધીરે રહીને અમોને કહી સંભલાવ્યું.

"આવી બન્યું ફલી, આપરૂં સઘલાનું બીલકુલ આવી બન્યુંછ! હું નહીં ધારતો કે, આપરે બધા જીવતા પાછા મુંબઇ ફરશું! માટે હમણાંને હમણાંજ તારી ડૈરી ઉપર લખી નાંખ કે—

મોત હમારૂં આવી લાગુંછ, તૈયારી બધી કરી રાખજો,
ઉઠયાણું ઓટલાનોબી, બંદોબસ્ત સઘલો કરી રાખજો.

આય એમ છે! પૈસા કમાવા સારૂ લોભ કરવા ગીયા, તો નકામા ફસી ગીયા. હવે તો ખુદા જે કરે તેજ તો!" સેવકે નીસાસો નાખ્યો.

"મરે હવે શું કરશું મંચા? જો લડાઈ શરૂ થઇ ગઇ, તો આપરા ધંધા વેપાર બંધ થઇ જવાના અને મારી ચટણી ને અચારનું શું થશે? તમે બધા તો હલેપ હોપ કરતા લડવા જશો, તો પછી મને કોણ જોશે? મને એ હીટલર સાથે કોઇ મેલવો, તો એ ગરંધ્યાને ચમટો અમરાવી સલાહ આપુ કે, ગઈ લડાઇમાં જરમનીએ શું સુખ જોયું કે વરી પાછી લડાઇ કરવા નીકળ્યો? કંઇ બીચારી બાઇઓ વીધવા બનશે, બચ્ચાંઓ નીરાધાર થશે, દેશો પાયમાલ થશે, તેમ જીભરૂંઓના રૂવાનો લડાઇના મેદાનમાં પડશે, કાલાં બજારો ઉભાઇ જશે, શેર બજારો ફાટી જશે, ચોર બજારો વધી જશે, નવી નવી કંપનીઓ તથા બોગસ બેંકો નીકલશે, કોઇકના કુંટુંબોમાં રૂવાનો થશે, તો કોઇકોના ધરોમાં પૈસાની ટંકશાલો ચાલશે, વીગેરે વીગેરે ખરેખર માય હુ કેવુ ઇચ્છુંજ, કે ખોદાય સઉને સારી બુદ્ધી બક્ષે! શેકસ્તે શેકસ્તે સ્હેતાન! શેકસ્તે શેકસ્તે સ્હેતાન!" કરીને ડોસાં મોટે મોટે કસ્તી કરી ભણવા બેઠાં.

એવામાં એક કોઇ ધરાક દુકાનમાં આવી લાગો અને અમારી બધાંની નજર ચુકવી, એકાદ ઇજાર ગજવામાં સેરવી દેતાં, ફલીની નજર પડતાં, ચોર! પકડો! ચોર! ચોર! કરી બુમો પાડી તેની પુઠે પુઠે દોડી તેને પકડી પાડી ખુબ તરીસે ગુંડીપાક જમાડી જમીન ઉપર ચત્તોપાટ પાડયો, તે જોઇ ફુઇ બોલ્યાં. "કયું બાવા, તુંમ લોકને એ કયા કીયા?"

"કયા કીયા? ઓ મુજીકા નાસ્તા ઓર રસ્તા કર દીયા." ફલીએ જવાબ આપ્યો.

"એબી ઠીક થયું. ફરીથી એ મુવો ચોરી કરવાની સરકસી કરશે નહીં, મુવા જરમનોબી આવા ચોર હોશે તે મને સ્વપનેબી ખ્યાલ નહીં. ઇજાર લઇને એ શું કરવાનો ઉતો?" ફુઇએ અજાયબી બતલાવી.

"શું કરવાનો ઉતો? વેચીને પૈસા બનાવવાનો ઉતો! વરી લોકો ચોરેલી ચીજોનો કેમ નીકાલ કરેછ! એતો જે ચોરી કરે તેનો જીવજ જાણે. ચોરી કરવામાંબી જીગર જોઇએ." સેવક વચમાં પુરાયા.

જરમનીમા આવો ગંભીર લડાઇનો મામલો જોઇ, હમે રૂડોલ્ફને જરમનીમાંથી નાહસી છુટવા માટે કાંઇ પણ મદદ તથા રસ્તો દેખાડવા સારૂ ઘણા કાલાવાલા કીધા, અને ફુઇએ તો તેને પોતાનો જમઇ સુધ્ધાં બનાવવાની લાલચ આપી. (પણ છોકરી પેદા પરી હોય તારે કેની!) તો તેણે પોતાની અશકતી બતલાવતાં કહ્યું કે, જરમન સરકારનો એવો કાયદો છે કે, જરમનીમાં કમાયલા પૈસા, જરમનીમાંજ ખરચવા, અને કોઇ પણ શખસ એ કાયદાનો ભંગ કરે તો તેને 'shoot' કરવામાં આવતો.

"ફૂસલો માજા બાપ, સાબુત ફૂસલો!" પછી સોલુ તરફ ફરતાં સેવક બોલ્યો. "કમબખત, કાંહને કાંહ તેં મને બીખા બહેરામના કુવા ઉપર મલી, જરમની જઈ કંઇ ધંધો કરવાની સલ્લાહ આપી. હવે તેનું આય પરીણામ જોયું!"

"અરે પણ તે વખતે આપુને કોઇનેબી કાંહ ખબર હતી, કે જરમની ગુપચુપ લડાઈ માટે તૈયારીઓ કરતું હતું, જે તેની વાત. મેં જાણે શું મોટો ગુનાહ કીધો હોય, તેમ બધાં મારાં આંગ ઉપર શાના ઉલટી પડોછ!" સોલુએ પોતાનો બચાવ કીધો.

"ગુનાહ નહીં તો શું ગુનાહનો બાપ! અક્કલ નહીં હોય, તો મરઘાના ટોપલા નીચે કાંય નહીં ઢંકઇ બેસ્તો? પેલા કહે તેમ દુ:ખ પર દામ! પડતી પર પચાસ! ખરેખર માય મને નહીં ખબર કે પારસી કોમમા તારા જેવા થોડાક બેવકુફો બી છે—

ખબર નહીં મને કે પારસીઓમાં થોડાક બેવકુફો વસેછ,  
જેને જોઇને, સારી દુન્યા ખરખર હસેછ.  
એસ્કી ટાઇટ થઇ, દિવસ રાત બસ ફરયા કરેછ,  
ને સટ્ટા બજારમાં જઇ, લાખના બાર હજાર કરેછ."

બધાનાં દેખતાં, ફુઇએ સોલુને પાણી ઉતાર કરી નાંખ્યો.

હવે જરમનીથી હમારે કેમ નાસી જવું, તે માટે હમો પાંચે જણની 'Round Table Conference' ફુઇજીના પ્રમુખસ્થાન હેઠલ મલી, પણ ગોએરીંગને બંગલે મલવા જવાનું હોવાથી, વખતની કોટાઇને લીધે, તે બીજા દિવસ ઉપર મોકુફ રાખવામાં આવી.

---

## પ્રકરણ ૬ઠું.

ગોએરીંગને બંગલે જવા હમોએ કુચ કીધી,  
ફૂલુએ મીન લગાડી, અણીદાર મુછ કીધી.  
રસ્તે ચાલતાં લોકો કરવા લાગાં ઠઠા મસકેરી,  
ફુઇજીએ ધોઈ નાખી તેઓની સાત પહેરી.

---

## ગોએરીંગના બંગલા તરફ હમારી કવીક-માર્ચ.



ફીલ્ડ-મારશલ ગોએરીંગના બાદશાહી મકાન તરફ અમારી કુચ.

આખરે હમો ગોએરીંગને બંગલે જવા સારૂ તૈયાર થઇ ઉભા. સેવકે કાલો લાંબો ટેલકોટ, કાલી સલીવાલું પાટલુન, પગમાં ખંધારી બુટ, છાતીએ મારી અસલી રેજીમેંટના મલેલા પતરાંના ચાંદો, કમ્મર આજુબાજુ ઝીક કસ્બની તીલીઓથી ભરેલા પટા સાથે લટકતી તલવાર લટકાવી તથા માંથે ચીમની ટોપ હેટ મુકી. ફ્લીએ, એની પેલી 'પીંઢારીસ રીજમીટ'નો ખવાઇ ગયલો, બાવા આદમના જમાનાનો યુનીફોર્મ, તથા માથે સોલા હેટ અને છાટીએ ચોર બજારમાંથી ખરીદેલા જુના પુરાણા ચાંદો લટકાવ્યા. સોલુએ સફેદ ડગલી, પાજની ઇજાર તથા માથે પાંચ શેર ચોખા માય તેટલી જબરદસ્ત મોટી પાગડી મુકી. ફુઇએ પેલી એવણુની ઘસાઇ પીસાઇ ગયલી કાંદાભાટી સાડી, કોરની ઇજાર, માંથાબાનું, પગમાં સોહરઇ સુકઇ ગયલી સપાટ અને માથાં ઉપર એવણુનો પેલો માનીતો, નીટથી ભરેલો ટપકીરવાલો રૂમાલ વીટાલ્યો, અને જીવણુંએ પગમાં ચંપલ, માથે સફેદ ગાંધી કેપ પહેડી, હાથમાં ગાંધીજીનો રેંટીઓ લઇ, હમો કવીકમાર્ચ કરતાં ઘરની બ્હાર નીકલ્યા કે થઇ ચુકું. રસ્તે રસ્તે લોકોએ હમોને 'હુરરરે' ના પોકારોથી વધાવી લીધા. Press photographer ઓએ, ટપોટપ ને ચપોચપ હમારા આવા કલાસ કપડામાં ફોટો લીધા અને procession નાં આકારમાં ચાલતાં જોઇ, કેટલાકો હમારી પુઠે પુઠે ચાલવા લાગા, જેથી ફુઇનુ કોહી ગીયું, "મરે એ મુવાઓ આપરી તરફ જોઇને એમ ગેડની કાની હસેછ કાંય? કોઇ રસ્તે સીડીએ ચાલે કરે કે નહી? અને વરી એમાં હસ્વાનું તો સું હોય? એ લોક જેવા બે હાથ પગવાલાં માણુસો છે, તેવા આપરેબી છંયે! મારૂં જો રાજ ચાલતું હોય કેની, તો બધાંને આંય મારી સપાટે સપાટે જુરી નાખું હસ્વા દેવ મુવાઓને! પોતાની મેરે દપટ પડશે!

પણુ ગલે ગાંઠ અને મોંઢે ડુચો મારી અમે આગલ ચાલવા માડયું. આખરે અમારી સવારી ફીલ્ડ-મારશલ ગોએરીંગના મકાન આગલ આવી પુગતાંને વાર ત્યાં પોહરો ભરતા સીપાઇઓએ, 'નાટઝી' ફેશનમાં જેમ આપણુા મુંબઇના બોસ્યાંઓ ત્રાફીક કનત્રોલ કરતાં હાથ ઉંચકી ગાડી મોટર થોભાવે છે, તેમ સલામી આપી, જે જોતાં ફ્લી બોલ્યો. "થુઇ! મંચા થુઇ! એમ આંધરાની કાની આગલ શાનો ચાલ્યા કરેછ! પેલા કમબખ્તે થોભવાને સારૂ હાથ બતલાવ્યો તે પણુ જોતો નથી કે? જાણે રસ્તો તારા બાપનો હોશે નહીં વારૂં? હવે જરા પણુ આગલ વધવાની આસ્નાઇ નાં કરતો, નહીંતો મુકતાદ અહીંયાજ મંડઇ જશે—

ઉતાવલે વધવાની આશ્નાઇ નાં કર, ડબ્બા આપરા ઉથલાઈ જશે,
કદમ કદમસે આગલ વધ, નહીંતો મુકતાદ આપરા મંડાઇ જશે.

પેલા સીપાઇએ ભપકામાં અમો આગલ આવી પોતાની ભાશામાં કંઇ પુછ્યું અને સારૂ થયું કે રૂડોલ્ફ અમારી સાથે હોવાથી મને કાર્ડ આપવાને જણાવ્યું. સેવકે મુંગા બહેરાની ઇશારતમાં તુરતજ ગજવામાંથી ગોએરીંગનો તેમજ અમારે નામના visiting કાર્ડો કાઢી તેના હાથમાં આપ્યા, જે લઇને તે અંદર વટાણા વાવી ગીયો, અને પાછો થોડાજ વખતમાં બાહર આવી અમોને તેની પાછળ પાછળ જવાની ઇસારત કીધી, અને અમોએ તે પ્રમાણે પાવરા પોઇસ કીધું.

તે બાદશાહી મકાનમાં દાખલ થતાની સાથેજ જીવણાએ ફાટેલા ડોળે બલાપો કરવાનું શરૂ કીધું, "અરે રામ! રામ! કેવું બાદછાઈ મકાન છે! આ મકાનમા રહેનારો માનછ ઓછે, કે સરકારી ફાનસ! ને એ છછરીનો પૈછા કાંહથી લાયો હોછે! મંચા છેટ, તમો આવો મેહલ કીયારે બંધાવછો અહુવે!"

"આવતી અમાસે! દીકરા જે વખત જાયછ તેમાં મેહલ બંધાવીને રેહવાને બદલે જેલમાં ચાંચરા મારવા જવું પડશે," હું મનમાં બબડયો.

"તારે મોંઢે સાકર! જીવણા, જ્યારે મંચી શેઠ મહેલ બંધાવશે ત્યારે તુંને તેનો મેનેજર બનાવશે, ને મેહલનું નામ "આવાં મહાલ" કરીને રાખશે! ખરૂં કે નહીં મંચા?

"બોલેબોલ ખરૂં. પણ હમણાં તો તમે બેઠા બેઠા સ્વપના જોવ! આય કેસલ વરી કોણનો આપરોજ તો! જોઇએ તો થોડા દિવસ અહીંજ રહી પડો," સેવકે જરા ડોહળ્યું.

અંતે ચાલતાં ચાલતાં હમો એક મોટા શણગારેલા દીવાનખાનામાં આવી પુગ્યાં, કે જ્યાં ફીલ્ડ–મારશલ ગોએરીંગ કોઇ એક એનાજ જેવા પીલતન માણસ સાથે વાતે બેઠેલો હતો. અમોને જોતાંજ તે આવકાર આપવા આગલ આવી, 'હાઇ હીટલર'! કરીને સલામી આપી. જેના હમેબી 'હાયરે હીટલર' કરીને સલામીમાંજ જવાબ આપ્યો, જે બાદ અમોને પેલા બીજા આસામી સાથ ઓળખાણ કરાવી.

"મેજર મંચેરશાહ બાઇડીઅર, લેટ મી ટુ bekaunt machen (introduce) ટુ our ફોરહરાન મીનીસ્ટર હેર વોન રીબનટ્રોપ. હી ઇઝ ધી

હાર્ટ એન્ડ સોલ ઓફ જરમની એન્ડ સેકન્ડ ટુ અવર ગ્રેટ લીડર ધી ફ્યુરર એડોલ્ફ હીટલર, ધી અનક્રાઉનડ કીંગ ઓફ જરમની!" (હોશે બા. લાંબુ ક્યાં સુધી સમજું. તે જે કહે તેમ હા માં હા પાનછેર્યું હલાવ્યું.)

અહીં ફ્લુના પેટયાં લેવાયાં અને ટાંટીયા ગેરયા રમતા જણાયા, "મચાં, મને તો બાપુ આય બેઉ જણુને જોતાંજ પેટમાં ધરકો પરેછ. રખેને આપુને અહીં બોલાવી આપરો નાસ્તો કરી નાંખે," ફ્લીએ ગભરાતમાં કહયું.

"કાંય! કાંય! ફ્લુ, એટલામાં તારા લપ્પાબી લેવાઈ ગીયા? રોજ સાંજના આપરી કલ્પના બાજત ઉપર બેસી આપરા દોસ્તો ખરશેદ લાંબો, કૈકુ જામબો અને જાંહગીર (ચમપીન) આગલ લાહેરી મારતો'તો કે, "ઓહ ધીસ ડર્ટી નાટઝીસ આર કાવરડઝ," તે હવે એ લોકને જોઇને ગભરાત અકરાતમાં કાંય પડયોછ? આય તારૂં ત્રુ પરશીયન બ્લડ કે? મુવો તું કર્નલ ફ્રીનો થતો," સેરકે જરા ફ્લીને હાથ ધાલીને લીધો.

"મરે મંચા, જરમનીના લોકો બધા જારા ભેંસ જેવા કેમ છે? મુવો ગોએરીંગ જોવ તો દારૂના પીપ જેવો ને આય (બતલાવીને) મુવો રીબેનટ્રોપ જોવતો જાણે હાથીનું બચ્ચું! દેખુંતો મુંઇ જરમનીની હવાજ બધી એવી હોશે! મુવાઓને કાપે તો અધુંર્ મુંબઈ જમે જો!" ફુઇ વચ્ચે બોલ્યાં.

ફ્લીને જરા જરા વારે ગલુ ખંખારવાની તથા હાખ થુ! હાખ થુ! કરીને થુકવાની ખરાબ આદત હોવાથી, ગોએરીંગે ચોંકીને ભવાં ચઢાવી વાધની કાની બરાડ મારી મને પુછ્યું, "મેજર માઈડીઅર!".........

"જી જી જી જીઈઇ સાહેબ!" મેં ધ્રુજતાં જવાબ આપ્યો.

---

"વોટ ઇઝ ધી મીનીંગ ઓફ ધીસ હાખ થુ! હાખ થુ! હુ હેઝ ટોટ ધીસ ડરટી હેબી: ટુ યોર ફની-ફેસેડ ડરટી ઓલ્ડ કઝીન કર્નલ ફેરી? આઇ વોન્ટ ટાલરેટ ધીસ નોનસેન્સ એનીમોર do you અનડરસ્ટેન્ડ ઓર નોટ?"

"ઓટ અચ્છા સાબ! ફરગીવ મી સર! બટ, માઇ કઝીન હેઝ ગોટ કેરીકા ગોટલા જીતના બીગ બીગ ટોનસીલાઇટસ એન્ડ ધેરફોર હી ઇઝ ડુઇંગ લાઇક ધેટ સર! આઇ સ્પીટ, થાઉ સ્પીટેસ્ટ, વી ઓલ સ્પીટ. ઇટ ઇઝ કવાઇટ નેચરલ, ખરૂં કે નહી કલેજાં!"

"ફૂલી દીકરા, ખુદા ખાતર આખ થુ! આખ થુ! નાં કર્યા કર, અને થુક આવતી હોય તો ગુપચુપ ગર્યા કર, નહી તો આ લોકનું ગરી જશે, તો નકામી ખટપટ ઉભી થશે," ડોસાંએ ફૂલીને અરજ કીધી.

જીવણુના હાથમાં રેંટીયો જોઇ ગોએરીંગે સવાલ કીધો, "મેજર મંચેરશાહ, આર યુ કોંગ્રેસવાલા? you know, we hate Congress."

'અરે નોરે સર! I am neither a કોંગ્રેસવાલા, nor a Pakistanvala, but a Parsistanvala, in other words, Iranvala *i.e.* we come right from Persia." સેવકે કેકયું.

"Oh! ધેટ્સ ગુડ! રેઝાશાહ is our very ગુડ ફ્રેન્ડ! we are just like brothers," રીબેનટ્રોપે તાપસી પુરી.

"Then Sir, allow me to ઓલખાન કરાવતુસ ટુ માઇ બીલવેડ ફુઇ, Madam આવાંબાઇ અડગરા," મં કહયું.

"Oh what is this ફુઇ?" રીબેનટ્રોપે પુછયું.

"Very strange! You is don't know ફુઇ! It means father's sister. She also come from a royal family and is related to રેઝાશાહ of Persia being his second cousin, a very big big lady" મેં ફુઇને ઓલખાવ્યાં.

રીબેનટ્રોપે ફુઇનો હાથ મજબુત પકડી તેના ઉપર એક ધકધકતો બોસો લીધો, કે ડોસાં પાછાં છેડાયાં, "મરે, એ મુવાઓ જરા જરામાં મારા જેવી એક આબરૂદાર બાઇને બોસા સાના લેવા કરેછ? એ લોકની માય માસીઓ કોઇ જીવતી બરેલી છે કે નહીં? મંચા એ ખચ્ચરગીઆને એક ઠોસો જરા મને લેવા દે, કે ફરીથી એવી અટકચાલી નહીં કરે."

"અરે શુજો ફુઇજી, એ તમે શું નાદાની કરવા નીકલ્યાંછ? કાલનો દુકાલ આજે પાડવા માંગોછ શું? એક તો આપરા બુરા દાહડાઓ બેઠાછ, તેનો કંઇ વિચાર કરશો કે નહીં?" મેં ફુઇને વખતસર ચેતાવ્યાં.

"She comes from a royal family and also sells mango pickles?" ગોએરીગે પુછ્યું.

"Yes! no! yes! it-is so so!" મેં ભાંગો તુટો જવાબ આપ્યો.

"મંચા, એ મુવાઓ કયારના 'રેઝાશાહ' 'રેઝાશાહ' શું બકયા કરેછ?" ફુઈએ પુછ્યું.

"એતો ફુઈજી મેં તમારી પદવી એકદમ વધારી મુકીછ. મેં એ લોકની આગલ ફેંકયું કે, તમો કંઇ જેવાં તેવાં રેંચી પેંચી માણુસ નથી, પણ એક રાજવંશી કુટુંબનાં છેવ અને તમારા બાવા અને રેઝાશાહના બાવા માસી માસીના થાય."

"અરે પણ ગરધીયા, એમ કોઇ ફેંકા ફેંક કરે કે! ચપ દેતા કે એ લોકો રેઝાશાહ ઉપર કાગલ લખી પુછાવે તો?"

"અરે પણ તમ સમજ્યા કરો! પુછાવેછ કોણ અને લખેછ કોણ? એ લોકની જાણે બલા. બીચારા રેઝાશાહ તો કે દિવસના ખલાસ્સી થઇ ગીયાછ." મેં ફુઇને ધીરજ આપી.

"મરે મને પોતાને ખબર નહીં, તે એ બીચારા મુંગા જાનવરો કાંહથી જાણે!" ડોસાંએ અજાયબી બતલાવી.

ગોએરીંગને કઈ શક પડવાથી રૂડોલ્ફનાં કાન ઉપર પડી, કંઇ પોતાની ભાષામાં પુછપરછ કીધી કે, ફુઇ ખરેખર કોઇ રાજવંશી કુટુંબના હતાં? અને રેઝાશાહના સગાંબી હતાં? કે હમો ખાલી ફેંકાફેંક કરતા હતા. રૂડોલ્ફને પોતાનેબી પાધરી ખબર નહીં હોવાથી અધ્ધર સધ્ધર 'હા' 'ના' ડોકાં કરી, વાંકો ટુકો થઇ ગીયો. ખરેખર દોસ્તો હોવ તો એવાજ હોજો.

પછી ધીમે રહીંને રીબેનટ્રોપે મારા કઝીન ફ્લીને સવાલ કીધો, "યંગ મેન વોટ આર યુ?"

"What a question"! ખરખર હસી પડી, જેટલું થોડું ઘણું અંગ્રેજી આવડતું હતું તેટલું કહી નાખ્યું, "આઇ એમ એ મેન, જસ્ટ લાઇક યુ સર!" અને પછી ધીરે રહીને મને ડાબા હાથની કોણી મારી કે, "મંચા, હવે એને તુંજ જવાબ આપ," તેથી મેં વચમાં તાપસી પુરીને વધુ હાડમાર હુંજ થયો, "લુક હીયર સાબ, મારા સગા ફ્રેરી જરા રતી બેહરા હય! હી ઇઝ લીટલી લીટલી બેહેગ એન્ડ ઘેરફ્ર (તારા બાપનું ઘેફ્ર સાથે) આઇ કેન સે યુ, ઓન હીઝ બીહાફ, (B ½) કે વી આર આ યનસ જસ્ત લાઇક બેહસ્તી રૂસતમ એન્ડ સોહરાબ, વીથ ગ્રુ કલચરડ પરશીયન બ્લડ

હમારે બંગલે હીટલરની પધરામણીનાં માનમાં હમોએ તે દિવસે હમારી દુકાન પણ બંધ રાખી, તે ઉપર Swastika flag લટકાવી "God bless Hitler! Long live the ફ્યુરરરર!" કરીને પાત્યાંઓ લટકાવ્યાં.

જેમ જેમ હીટલરનો પધરામણીનો વખત નજદીક આવતો ગયો, તેમ તેમ લોકોનાં જબરદસ્ત ટોલાં હમારા મકાન આગલ એકઠાં થવા લાગ્યાં, અને હમો પાંચે જણાએ તેયાર થવા માંડયું. સેવકે તો હીટલરને બંગલે મુલાકાત આપતી વખતે જે dress પેહરયો હતો, તેજ પેહરયો. ફ્લીએ પણ તેજ dress પેહરયો, જ્યારે સોલુએ સફેદ dinner dress અને માથે ચીનઇ ખોખું પેહરી, કમ્મર આસપાસ તલવાર લટકાવી, છાતી ઉપર બધા ચાંદો પેહરી લીધા. જીવણુંએ પોત્યું, short coat, Swastika ચીન્હો સાથનો ટાઇ અને માથે ગાંધી કેપ, તેમજ પુઇએબી બધાં રંગબેરંગી કપડાં પેહરી લીધાં.

લગભગ નવમાં દસ કમે હમો હીટલરની વાત જોતાં દરવાજા આગલ આવી ઉભા, કે લોકોએ હાઇ હીટલર! હાઈ હીટલર! કરીને બુમો પાડી, રૂમાલો ઉડારી, જાત જાતના અવાજો કરી મોહલ્લો ગજાવી મુકયો, કે તુરત હીટલરની મોટી રાજવંશી 'મરસીડીસ' મોટરગાડી, હમારા દરવાજા આગળ આવી ઉભી, અને હમોએ સાથે મલી હાઈ હીટલર! કરીને સલામી આપી, જેનો મોટરમાંથી ઉતરતાંની સાથ "હાઇ મેજર માઇડીઅર!" કરીને હીટલરે વલતી સલામી આપી, અને પુઇને જોઇને કમ્મરમાંથી બધો વાંકો વાંકો થઇ ગીયો.

જેવો હીટલર દરવાજા આગલ આવી ઉભો, કે ડોસાંએ તેને અવરા હાથે ઓવારણાં લીધાં, "ઓ આવરે મરૂં! તું આવતો જતો મરે!" ને પછી તૈયાર રાખેલાં સાકર, નાલીયેર તથા ઈંડા ફેરી, આછુમીછું કીધા પછી તેને દાબીને બગલગીરી કીધી, જે જોતાં ફ્લીનું કોહી ગીયું, "જોયું કે મંચા છોકરા, પુઇબી સાથે સાથે કેવાં ચેરાંગેલાં કારેછ તે! આય દેખાવ આપરેથી કેમ જોવાઇ સકાય!"

પછી અમોનેબી થંડા રાખવા હીટલરે એકએક પછી બગલગીરી કીધી અને તેને દાબીને કોટી કરતાં અને પીઠ પાછલ અંગોઠો ઉંચકતાં હું બોલ્યો, "કરી લે દીકરા, છેલ્લી કોટા કીસી કરી લે. તારા દાહડા હવે ભરાઇ ચુકાછ!"

હોલમાં એક સોફા ઉપર પુઇ પોતાની બાજુમાં હીટલરને બેસાડી, તેની સાથે ચેલાંચેડાં કાહવા લાગયાં, અને તેને પેટમાં આગલાં ભોકી ગીલી ઘાલતા, "ગીલી! ગીલી! ગીલી! એડોલ્ફ, કયા જો બાવા, (તેની મુછ તાણતાં) હજુ

સુધી તુંમને એ તુમારા ચાર્લી ચેપલીનકા મુછ નહીં ભોરાયા, અને મીંયા બાઇ કી માફક બાલ કાયકુ રાખતા છે?" એમ બોલતાં તેને બાલમાંથી પકડી ખુબ હીલવી નાંખ્યો.

આ બધો તમાશો જોતાં મારૂં પાકીને પલેહર થઇ જવાથી ડોસાંને કહ્યું, "અરે શું જો ફુઇજીમાય, તમેબી કોઇ એક પરાયા માટીડા સાથે આટલી બધી છુટ લેવોછ? તમોને આય ઉમરે એ બધું શોભે કે?"

"જો મુવો ડાહયો કાગરો બોલ્યો તો! પણ મુવા, તું એટલો બધો અદેખો કાંય પરેછ? જેવાં તમો બધા મારાં બચ્ચાંઓ છેવ, તેવો એબી એક મારૂં બચ્ચુંજ કેહવાય. લે મુવા તારી ઓંહસપર કરૂંછ," એમ બોલી ફુઇએ તો હીટલરને પેટમાં ગીલી નાંખ્યાજ કીધી.

"વાત બાહર નહીં જાય ફ્લુ દીકરા, પણ મને તો લાગેછ કે દિવસે દિવસે ફુઇનું પોચ્ચું પડતું જાયછ, નહીંતો એવણ આવી બચ્ચાંસહી વર્તણુંક કદીબી ચલાવે નહીં? તું શું ધારેછ દીકરા?" મેં ફ્લુને પુછ્યું.

"મુવા ચારીખાવ ચારીયા! પોચ્ચું પડે તારી કોઇ માય માસીનું! જરા એ બીચારાને રીજવ્યો, તેમાં તારૂં શું લેવઇ લુંટઇ ગીયું! કોઇનીબી સાથે હસે બોલે કે નહી? દેખાતું નહીં હોય તો આંખે મરચાંના પાટા કાંય નહીં બાંધતો? મુવા કેઠેના નીંદાખોર!—

નિંદા હમારી જો કરે, દુશ્મન હમારા હોય,
બિન સાબુ વગર પાનીસે પાંઉ હમારા ધોય."

ફુઇએ મારી ઝાટકણી કાઢી નાંખી.

સારૂં થયું કે હીટલર ત્યાં એકલોજ આવેલો હતો, નહીંતો આવો દેખાવ જોતાં ત્યાં કંઇ જરૂર લફરૂં જાગતે. હીટલર ને ફુઇ તો એકકની સાથે, જાણે કંઇક વરસોનાં જુનાં દોસ્તો હોય, તેમ છુટથી વર્તવા લાગ્યાં, તેમ તેમ હમો લોકનું કાળીને સરી જતું, પણ કોઇનીબી તાકાત નહીં કે ફુઇને એક બોલબી કહી શકે—

કોઇની તાકાત નહીં કે ફુઇ સાંમે આંગલી ધરે,
ડોસાં તો બસ માંથાપર ધર્તી લઇને ફરે,
મકદુર નહીં કોઇની કે એવણુની સામે થાય,
બદલામાં બે ચાર ગાલો, ને ખુબ ખાસરાં ખાય.
હાયરે મંચા! કહાંથી તેં એવાં ફુઇ સોધ્યાં,
કોણુ જાણે ક્યાં સંતાડી રાખ્યાં છે દોઢયાં.

પુઇના હુકમથી દારૂ પીરસવામાં આવ્યો, અને પેહલાં મચકઈ મચકઈને હીટલરે ના પાડી, કે તે કોઇ દિવસ દારૂ પીતો નથી, પણ જ્યારે પુઇએ સમસોગંદ ખાધા, ત્યારે તે જેમ તેમ કબુલ થયો અને પુઇએ તેને દારૂ આપવાને મને હુકમ કીધો.

હીટલરને સતાવવા માટે આવી સુંદર ટક મલેલી હોવાથી ફ્લી, સોલુ, ને હું કરીને બાજુમાં ભેગા થઇ, મસલત ચલાવી એવા ઠરાવ ઉપર આવ્યા કે તરો, જે પુઇ મુંબઇથી લાવ્યાં હતાં, તે એક ગ્લાસમાં રેડી, તેની અંદર એસંસ ઓફ્ રોઝનાં થોડાં ટીપાં નાખી, હીટલરને પીવડાવવો, અને તે મુંજબ મેં એક ગ્લાસમાં તૈયાર કરી, મારે હાથે જાતે હીટલરને આપ્યો, અને તેનો રંગ જોતાં તથા taste કરતાં બોલ્યો, "ગુટ! ઇટસ બીઅર!"

"Yes! Yes! It is very good Indian Beer ! You would બસ like to drink, drink and drink no more," મેં કહયું.

હીટલરને તે ઘણો માફક આવવાથી, જોતજોતામાં તો કમબખ્ત ચાર પાંચ ગ્લાસ ઓટાવી ગીયો, જેથી ડોસાંએ અચરત થતાં મને પુછ્યું, "ઓ માઈ! માઇ! માઇ! મરેરે! મુવો તો કોઇ જબરો છાકતો દેખુ! ને કેહજે હું તો કોઇ દિવસ દારૂ પીતોજ નથી! પણ બાવા, તમો લોકોએ એને એવું તે શું પાયું, જે ઘેરાનો ખાધો કયારનો બસ ધીચ્યાજ કરેછ?"

"કંઇ નહીંરે પુઇજી, જરા પેલા તમારા તરાની અંદર ગોલાબના સરબતનાં બે ચાર ટીપાં નાંખી, ડોહી કરીને આપ્યુંછ," મેં ખુલાસો કીધો.

"અરે પણ ગરંધ્યાઓ કોઇ તમોને પુછે? કોઇ ભુરાની તલ્લી ઉપર સોજા આવતાં ઓકસે વામસે તો આપરે શું કરશું!"

"એમબ્યુલન્સમાં નાંખી કોઇ હસ્પીતાલમાં મોકલી આપશું. હમોને કંઇ એની જાતવાલાઓએ ઓછા હેરાન કીધાછ! કર ને જો, બધું આય દુન્યામાંજ છે, જેટલી ભલઇ થાય તેટલી કરી લેવ. પેલા કહે તેમ—

"આયા નગન, જાના નગન,
કીસકા મગન ઓર કીસકા છગન."

સોલુએ જરા ડોહલ્યું.

એડોલ્ફ્ને તે ઘણો પસંદ પડવે, રૂડોલ્ફ્ને પોતાની ભાશામાં કાન ઉપર પડીને કંઇ કહયું, જેનો ખુલાસો કરતાં રૂડોલ્ફ્ બોલ્યો, "ફ્યુરરને દારૂ ઘણો પસંદ પડયોછ, અને તે કેમ બનાવવામાં આવ્યોછ, તેનું એ priscription માંગેછ.

"માર્યા ઠાર! દીકરા ફુલુ, કંઇબી ઉડાઉ જવાબ આપવો પડશે, નહીંતો આપરા ગુલ્લા બાહાર પડી જવાના ખરા." તેથી મેં હીંમત કરીને કહ્યું, "Yes, Yes, Certainly! If not, so certainly not! કાયકુ નહીં દેંગા? એડોલ્ફ, you see, we don't remember the discription of the priscription by heart, but I promise to send it to you tomorrow with proper inscription by post. So why worry!"

હીટલર તો ગેલમાં આવી, ગાવા અને હવામાં હાથો ઉડારી, બકબક કરવા મંડી ગયો, અને જેવો એણે બીજો થોડો માંગ્યો, કે ફુલીએ એક ગ્લાસની અંદર ત્રણ ચાર પેગ જેટલો ગામઠી માવરૂં નાંખી, તેને આપતાં બોલ્યો, "Look here Adolf, this is our Indian whisky much more better than the Scotch whisky. Drink as much you like, don't be ashamed, my dear fellow—

"પીવાય તેટલો પી, છે તારા બાપનો માલ,
દીકરા મારા, કોણે જોઇ છે આવતી કાલ!
કવાબ વીના ધાનસાખ ખાવામાં નથી કાંઇ માલ,
એનાથી બહેતર છે, ધઉંની રોટલી, કાંદા ને મસુરની દાલ."

સોલુએ ઉમેર્યું.

ફ્યુરર તો ઉભો થતાં, લપેરાપર લપેરા ખાવા લાગ્યો અને ચક્કર આવતાં જઇને પુઇના ખોળા ઉપર પડયો, "મુવા છાકટા, સદે નહીં તો કાંય એટલો બધો પી મરેછ? મુવા પારાએ તો મારો ખોરો ભાંગી નાંખ્યો જો! હવે ગુપચુપ ઉભો થઇ, બાજુ બેસી જા, નહીંતો તારી લેવરી લેવરી કરશ, સમજ્યો કે ભસ્તેગીઆ?" એમ કહી, પુઇએ તેની બેક-સાઇડ ઉપર એક મજબુત ચમટો અમરાવ્યો!

"ઓહ માઇ લોડ! ઓઇ માઇ ગોટ!" કરીને ઉઠવા જતાં પાછા ચક્કર આવવાથી હીટલર જમીન ઉપર વાયેજાન પડયો, કે સેવકે પુછ્યું, "Well Adolf, how do you feel? Can you see my two fingers or seeing circles, semi-circles or stars? Don't worry, આપ જલ્દી ઓલ રાઇટ હો જાયગા!"

ફુલી, સોલુ તથા જીવણો કરીને હીટલર આગલ જઇ તેની સારવાર કરવા મંડી ગયા, અને 'જય રામ! શ્રી રામ! રામ બોલો હીટલર રામ!' કરીને

તેને ઉંચકીને, ફુઇ જ્યાં સોફા ઉપર બેઠાં હતાં, ત્યાં તેને બેસાડયો, અને એકાએક તેનો કીડો ચવરી આવતાં, માથાના બાલ પીખી નાખવા મંડી ગયો અને ઉઠી ઉભો થઇને ડોસાંને બસ તેની સાથે ડાન્સ કરવાને કાલાવાલા કરવા મંડી ગયો, તેમ તેમ ડોસાં ગભરાવા લાંગ્યાં, "મરે એ મુવા મેટને કોઇ પુછે? આંય ઉમરે તે કંઇ મારાથી નચાય? એકતો મારા પગે રસ થયલો, અને આંખે જાંબુરના ઠરયા જેટલા મોટા મોટીયા થયલા, તે કંઈ મારાથી સસરાય વસરાય કે! મરે મંચા, એ નાતરેગીઆને જરાતો કંઇ સમજાવ? આગલ રહીને કાંય મારા વરસ વેચાવેછ?"

રૂડોલ્ફે એડોલ્ફને ઘણો સમજાવ્યો, પણ તે 'હા' નો 'ના' થયો નહીં, અને પછી રૂડોલ્ફે હમોને કહી સંભલાવ્યું કે, ફ્યુરર એક ઘણોજ ખરાબ જાતનો ઉજ્જતી અને જીદ્દી આસામી હતો, અને મરતાંબી તે ફુઇજી સાથે ડાન્સ કરયા વગર રેહશે નહીં, અને તેની સલાહ માની ફુઇએ, જો ડાન્સ નહીં થઈ શકતો હોય તોબી, કોઇબી હીસાબે અને જોખમે, ફસરઇ યાતો કે ધસરઇનેબી, હીટલરને ખુશી કરવા થોડો વખતબી કરવો, નહીંતો કે ઘણુંજ ગંભીર પરીણામ આવશે વીગેરે, વીગેરે.

નછુટકે લાઇલાજ બની, પોતાની મરજીની વીરૂધ જઇ, ડોસાં આખરે કબુલ થયાં, અને હીટલરતો હીંમતથી પોતાનો એક હાથ તેવણુની કમર આસપાસ મુકતાં, ડોસાંને ગીલી લાગતાં, બાજુએ હડસેલી દીધો. "હત મુવા બેશર્મ! તુમેરેકુ હમેરા જઇસા રાજવંશી બાઇકા આંગ સાથ છુટ લેનેકુ શરમ નહીં આતા! દેખુંતો મુવા તુંમ ગીલી નાંખને કા ઉતા, તેથીજ મારી સાથે નાચ કરવા માંગતાતા! એકદમ બાજુ થઈ જાવ, નહીંતો તુમેરા થોભરા રંગ દાલેગા, મુવા ઇંજારડા પીંજારડા!"

હીટલર ચીકાર પીવાને સબબે પાધરો સુધ્ધીમાં નહીં હોવાથી ગુપચુપ ઉભો, અને મેં ધીરે રહીને ફુઇને કહી સંભલાવ્યું, "ફુઇજી માય, ખુદા ખાતર તમોને ગમે કે નહીં ગમે, તોબી હમોને તેમજ ફ્યુરરને ખુશી કરવા એની સાથે જરૂર ડાન્સ કરો, નહીંતો........

"તો! તો! તો! જો મુવો લાયકીનું બોરીયું બોલ્યો તે! હારે, હા! તમો લોકને ખુશી કરવા મારી મર્યાદાનો ભંગ કરી, હુ એની સાથે નાચું ને મારા વરસ વેચું, એમજ કેની? મને શું મારી આબરૂ વાહલી નથી? નહીં, મરતાંબી હું એની સાથે નાચસ નહીં." ડોસાં અરી બેઠાં.

પછી ઘણી સમજાવટ પટાવટ તથા સમ સોગંદો લીધા, ખાધા, પછી ડોસાંએ હીટલર સાથે ડાન્સ કરવાનું શરૂ કીધું. હીટલરતો ગેલમાં આવી ફુઇને ગોલ ગોલ ફેરવી કરી, ચકરી ઉપર ચકરી લેતો, તેમ તેમ ફુઈ ફસરાવા લાગ્યાં, જે જોતાં હું બોલ્યો—

"ફુઇ, ઓ મારા ફુઇ,
હવે કરો જરા થુઇ!
નહીંતો જશો જમીન ઉપર સુઇ"

"મરેરે હવે હું કહાં મુઈ." ફુઇએ ઉમેર્યું.

ડાન્સ કરતાં કરતાં એકાએક હીટલરનો પગ પોતાનાજ પગમાં ભેરવઇ જતાં આંટી ખાઇ જમીન ઉપર ચત્તોપાટ પડયો, અને સાથે સાથે ફુઇને પણ ફેંકી દીધાં. "અરે તમે નાચતા ને નચાવતાં મરે એમનાં એમ! મુવા છોકટાએ તો મને ચીભરાંની કાની જમીન ઉપર ફેંકી દીધી! તારો દોજખમાં ઠાર થાયરે તારો! ઓ મારી માયરે! ઓ મારા ફરદુનજીરે! મારા તો હાડકાં પાસરાં બધાંનો ખુરદો થઇ ગયોછ જો!"

જરા ચંપા ચંપી કરી, ઘણી માહ મુસીબતે ફુઇ તથા એડોલ્ફને જમીન ઉપરથી ઉંચકી સોફા ઉપર બેસાડયાં, તેટલાં ડીનર બેલ થયો અને હમો સર્વ એક મોટી ગોલ તેબલ ઉપર ગોઠવાયાં. હીટલરના જમણા હાથ ઉપર ફુઇ તથા સોલુ સેન્ડો ને રૂડોલ્ફ તથા ડાબા હાથ ઉપર ફ્લી તથા તેની પાસે હું કરીને ગોઠવાયાં, અને જીવણો ખાણું પીરસવામાં તથા તે ઉપર દેખરેખ રાખવામાં રોકાયો. પેહલી વાણી તરીકે સુપને બદલે કાહવો પીરસવામાં આવ્યો, અને હીટલરને તે ઘણો પસંદ પડવે લાગલો રકાબી ઉંચકીને ફુરરર, ફુરરર કરીને પીવા મંડી ગીયો અને તે શું હતું તે માટે ફ્લીને પુછ્યું.

"Oh! It is કાહવા, our Indian soup," કરીને ફ્લીએ કહયું.

"Oh! Very ગુટ વેરી ગુટ!" કરીને ફ્લીની રકાબી ઉંચકીને તેબી પી ગયો, અને ફુઇ ગભરાયાં કે રખેને એવણુની રકાબીમાંથી પી જાય કરીને, એવણુ રકાબી ઉંચકીને ગટગટ કરીને બધું ઓટાવી ગીયાં. પછી દારૂ serve કરવામાં આવ્યો, અને જોત જોતામાં તો હીટલરે રમની અર્ધી બાટલીની પાયદસ્તબી ફેરવી નાંખી, જેથી ફુઇએ ફ્લીને કહ્યું. "ફ્લી દીકરા, ફયુરરની નજર નહીં પડે તેમ બાટલી સેરવી દે, નહીંતો એ મુવો છોકરો બાટલી સપાટામાં ખલાસ કરી નાંખશે."

પછી બીજી વાણી તરીકે પાતરાંની મછછી આવી, જે હીટલરે આખી ને માખી કાંટા તથા પાતરાં સાથે મોંઢામાં મુકી દીધી, જે જોતાં ફુઈ બોલ્યાં, "મરે એ કોઈ આદમી છે કે જાનવર! મુવો તો બકરાંની કાની આખી ને માખી કાંટા સાથે મછછી બચ્ચર બચ્ચર ચાવી ગીયો! કોણ જાણે મુવાને ગળામાં કાંટા કેમ નહીં ખુંચ્યા?"

હજુ તો ડોસાં કંઇ આગલ બોલે, તેટલાં હીટલરે તો ગરોગર ઓકવા માંડયું અને અર્ધો બેસુધ્ધ જેવો થઇ ગયો અને હમોએ સમયસુચકતા વાપડી એને દમ બાંધીને પાણી પાયું, કે જેથી બધો પેટમાંનો કચરો એણે ઓકીને કાઢયો, જેની અંદરથી એક પાંચ કેરેટનો હીરો તથા ચાર નાનાં મોટીઓ નીકલ્યાં, જે લેવા હમો લોકોએ તુટા તુટ કીધી અને વધુ વોમીટ કરતાં, બીજાં મોટી હીરા નીકલે, તેની આશામાં હમોએ તેને બીજો દારૂ તથા પાણી પાયું, પણ હમારી મકસદમાં હમો નીશફળ નીવડયા.

આ ચમતકારની બાબદમાં રૂડોલ્ફે ખુલાસો કીધો કે, હીટલરને એક ખરાબ જાતની આદત હતી કે, જ્યારે એ ઘણો excite થતો, ત્યારે હમેશ મોતી હીરા ગળી જતો. "ખરેખર ફ્લી, આય ફ્યુરર તો એક દુન્યાની અજાયબીજ છેજો! મારો બાવો કરૂં, તું કોઇ દિવસ એવી આસનાઇ ના કરતો, નહીંતો સીધ્ધો બ્હેસ્તમાં પુગી જશે. એ કમબખતતો કોણ જાણે કંઈ પાક કે ખાક ખાઇને હીરા મોટી ગરતો હોશે!"

ત્રીજી વાણી તરીકે ગરેબીના કટલેસ આવ્યા, જે ખાવાની આગલ, રૂડોલ્ફે વળી પાછો થોડો રમ લીધો અને કતલેસ પસંદ પડવે પુછયું કે, એ કોણે પકાવ્યા હતા? અને જ્યારે એને કેહવામાં આવ્યું કે, તે હમારા જીવણુંએ પકાવ્યા હતા, ત્યારે એણે જીવણુંને પોતાને ત્યાં નોકરીએ રાખવાની sporting offer કીધી, જે સાંભલતાં જીવણો બબડયો, "અરે નારે મંચી છેટ, તમો મને કાપીને કટકા કરો, તોએ પણ એ ફુલ્યાને તાંહ હું નોકરીએ નહીં રહું. એ છછરીનાનો ભરોછો છુ? કાલે ઉઠીને મને ભુંજીને બકરાની કાણી ચાવી જાય, તેની ગેરંટી છું? હું તો મછાનકાંઠે જવાહ તાંહવેર તમારીજ નોકરી કરા, અહુવે!"

હીટલરનાં ભેજામાં કોણ જાણે એકાએક શું પવન ભરાઈ આવ્યો, તે એકાએક ફ્લી, જે એની પાસે ખાવા બેઠો હતો, તેને ફુઇ સમજી તેનો હાથ પોતાના heart ઉપર મુકી, તેને બચાબચ કીસીઓ લેતાં બોલ્યો, "Oh! My Princess! My sweet little Princess! I love you with

all my heart and soul ! I will be yours and you will be mine. But darling, will you marry me ? Say yes, or no, then only I'll let you go !"

ફ્લી તો બીચારો ગભરાતમાં પડયો અને હવે શું કરવું, તે એને કાંઇ સમજ પડયું નહીં, "મંચા, એ ચંડાલને એકાએક શું થઇ આવ્યું? મને ફીકર લાગેછ કે, પીધેલાની જુમમાં રખે મારા હોઠ કરડી ખાય, યાતો કે ધીરે રહીને એકાદ પેટ પાંસરામાં મુકી દે ! એ પીધેલાઓનો ભરોસો શું?"

"કંઇ નહીં દીકરા જરા ધીરજ પકડ અને આસ્તે રહીને કંઇબી બાહણું કાઢી અહીંથી તીરી જા," મેં એને ઉપાય સુચવ્યો.

"Yes ! Yes ! My sweet Adolf ! I will......but not to-day......just excuse me. I just go to the bath-room," એમ બોલતાં ત્યાંથી છટકી ગયો.

હવે પુછની વારી આવી. જેમ ફ્લીને હેરાન કરતાં પ્યારનો ઉભરો ખાલી કીધો, તેજ મુજબ પુછની સાથે હીટલરે કીધું અને તેવણુને બચાબચ ચુમીઓ લેવા મંડી ગીયો.

"ઓ માયરે હવે કેમ કરશ ! રખેને એ મુવો પ્યારનો ઉભરો ખાલી કરતાં, મને બાચકું ફ્રાચકું ભરે ! કાંહને કાંહ એ મુવાને ઘેર બેઠાં ખાવા બોલાવ્યો ! મુવો તો મારો પીછો છોડતોજ નથી—

છોડ મારો પીછો છોડ, કાંય તું મને હેરાંન કરેછ,
ઘેલાચેરાં કાઢી, કાંય તું તારાં વરસ વેચેછ.
ડાહયો ડેરો થઇ, નીચી મુંડીએ તું જમ,
ગમ ભુલાવવા પી, તું થોડો થોડો રમ."

"સોલુ, રખે ભુલેચુકે ડોસાં એને 'હા' બા કહી દેય તો આપરે બધાં રવરી જઇશું અને બધી દોલતનો માલેક બીજોજ થઇ જશે." મેં ધાસ્તી બતલાવી.

"અરે રવડી સાના જતા'તા ! એમ કેહ કે તારા જલ્દીથી નવા પુવાજી આવશે, જેવણુને વાંસદા લઇ જઇને આપરે તેવણુની નવજોત કરશું. કંઇ બધાનાંજ નસીબમાં બે ત્રણ પુવા જોવાનું મલેછ?" સોલુએ દુઃખ ઉપર ડામ દીધો.

"સોલુ! સોલુ! ખુદા ખાતર કંઇબી કરીને એ ફ્યુરરનું ધ્યાન બીજી બાજુ ખેંચ! આવો બીભીસ્ત દેખાવ મારાથી નહીં જોવાતો! બસ, એવું થાયછ કે એ ચંડાલનું ખુન કરૂં!," મેં ઉશ્કેરાતમાં કહ્યું.

"ના excite થા મારો બાવો કરૂં, ના એસકાઇટ થા! ઉભો રહે, હું એનો રસ્તો કરૂંછ" એમ બોલી સોલુએ હીટલર તરફ ફરી કહ્યું. "Oh! માઇ! માઇ! માઇ! Look! Look! Adolf look! There are big big mosquitos and cockroaches in your plate!"

જેમ નાલ્લાં બચ્ચાંઓ કસારાં ને કસારીઓ જોઇ ગભરાઇને ચીચયારીઓ પાડે છે, તેમ હીટલર ચીચયારીઓ પાડી ફુઇને વલગી પડયો, "Oh! My lovely Princess, help me! For God's sake, help me!"

"મરેરે! મરેરે! આટલી નાલ્લી કસારી જોઇને મુવો બીહી મરેછ, તે લડાઇના મેદાનમાં તે શું ટોપ ફોરી મરવાનો ઉતો! બીચારાને હાડમાર થતાં જોઇ મારો જીવ રંજીદા થઇ બધો બરી બરી જાયછ." ફુઇએ હીટલરની દયા ખાધી.

"ફીસ લીયે રંજીદા હોતી હય એ મારી વાહલી ફુઇજી,
ધીરજ રાખો કે જલ્દીથી આવશે નવા ફુવાજી.
બનસો ચંદરોજમાં, તમો રાજતાજ વગરનાં રાણી,
હાથ ઉઠાવજો આ વાત પરથી, મારૂં જરા માની."

મેં ફુઇને કહી સંભલાવ્યું.

"અરે પણ તમો લોકો કાંય અફાડજીકમાં પડોછ? એ બીચારાની દયા કોણ ખાય! એની કોણ માય માસી જીવતી છે જે તેની વાત!"

"હા, તે હુંબી માય માસી વગરનો છેંઉ તે મારીજ દયા કાંય નહીં ખાતાં! એ કમબખ્ત શું તમારૂં ભલું કરવાનો ઉતો! પેલા કહે તેમ દયાની માયને ડાકણ ખાય, તેવો બધો અહીં હીસાબ છે." મેં મારો ઉભરો ખાલી કીધો.

એવામાં જીવણો બીજી વાણી લઇ આવ્યો, જે પપેટામાં ગોસ્ત અને ધાનશાખની હતી અને હીટલરે તો પેટ દબાવી દબાવીને તે ખાધી. "મરેરે! એ મુવાનુંબી કોણ જાણે પેટ છે કે પખાલ! ને એ જેરવતોબી કેમ હોશે! મને લાગેછ કે અહીં કંઇ મુવું રેશનીંગ બેસનીંગ કંઇ બરેલું નહીં હોશે! મુવો તો નકરો જાણે બાજખાઉ બકરો! ખા મુવા, જેટલું ખવાય તેટલું પેટ પાટા બાંધીનેબી ખાજે!" ફુઇએ તાણો મારયો.

હીટલર દેખું ૮ દિવસનો ભુખો લાગતો'તો અને હમોએ જોયું કે, બીજું ખાયાજ કરશે, તો એ કમબખ્ત પોતાની તબીયત બગાડશે, તેથી જીવણાંને હમોએ હુકમ કીધો કે, હવે પછીથી બીજી કાંઇ પણ વાણી પીરસવી નહીં, અને ખાણું ખત્તમ થયલું જાહેર કરી, હમો ત્યાંથી ઉઠી, પાછાં Hall માં જઇ બેઠાં અને ગપ્પા સપ્પા મારવા મંડી ગયાં.

વાતચીતમાં હીટલરને યાદ આવવાથી હમોને પુછયું કે, પછી હમો તેના તરફથી લડશું કે નહીં? તે સપરચંદને કંઇબી જવાબ આપવો જોઇએ એમ માની ફુઈ બોલ્યાં, "દેખો બાવા ફ્યુરર, હમ લોકને હમેરા સગાંવાહલાંકુ ઓ બાબદસર કયાટ ગામમે લીખા હય, એનો હમ લોકને હજુ કુચબી જવાબ મલ્યો નથી, પણ એક દો દીનમેં તુંમકુ જરૂર જવાબ જણાવેગા. સમજ ગયાકે બાવા?"

રૂડોલ્ફે જરમન ભાશામાં તરજુમો કરી એડોલ્ફને જણાવ્યું, અને તે કંઇબી વધું બોલે તે અગાઉ સેવકે ભેજું વાપડી ફ્યુરરને કહ્યું, "Look here Adolf, you know, my cousin ફ્રેીરી is a very clever fellow, and he knows magic, જગલરી and મેસમરીઝમ very well, *i.e.* he is master of that (art) and I hope you would like to admire his art."

એમ બોલી મેં ફ્લીને અસારત કીધી, કે દીકરા, કંઇ એકાદ બે હાથ ચાલાકીના ખેલ કરી બતલાવી, એને મેસમરાઇઝ કરી સુવાડી દે, કે આપરે જરા એના ખીસાં પાકીટ હલકાં કરી નાંખ્યે.

ફ્લી, સોલુ તથા ફુઇને આ મારો પ્લાન ઘણો ગમ્યો, અને ફ્લીએ જાદુનો ખેલ શરૂ કીધો. હીટલરનું નાક તથા કાન પકડી, અંદરથી રૂપીઆ કાઢયા, અને એના ખીસાંમાંથી ઘડીયાલ ગેપ કરીને તે એનાં હાથમાં મુકયું, અને વીંટી આગલાં ઉપરથી નદારદ કરી નાંખી. હીટલર તો આ ચમતકારથી ઘણો અંજાઇ ગયો, અને ફ્લીને બરડા ઉપર શાબાશી આપતાં મજબુત છાપટો મારવા લાગ્યો, તેમ તેમ, ફ્લી લોહી ઓકવા મંડી ગયો.

પછી હીટલર સાથે નાસો ગોસો રમ્યાં. તેને આંખે પાટા બાંધ્યા અને એકએક પછી એકએક ધબ્બો મારી, તેની ખુબ ખબર લીધી. હીટલર તો પીધેલાની જુમમાં, ખુબ રસ લઈ, અમારી સાથે રમતમાં ભેલાયો.

"મરે મંચા, એ ફુલ્યાને પેલું મુવું સુંજો 'મરસરાઇઝ, મરસરાઈઝ' કરીને જલ્દીથી સુવારી દે, કે આપણે એનો રસ્તો કરી નાંખ્યે," ફુઇ બોલ્યાં,

"અરે મરસરાઇઝ નહીં, મેસમરાઈઝ, મેસમરાઇઝ બોલો," મેં પુઇની ભુલ સુધારી, અને પછી હીટલર તરફ ફરી બોલ્યો, "Look here, Adolf! Now cousin Fali will perform a wonderful trick! He will make you sit on a chair and in no time will make you sleep soundly. I bet, you will like it."

"Very nice, very ગુટ! I'm ready," કહીને હીટલર એક ખુરશી ઉપર બેઠો, અને ફલીએ બાંય ચઢાવી, મનમાં કંઇ ભણતર ભણી, તેને જોતજોતામાં મેસમરાઇઝ કરી, ભર ઉંઘમાં નાંખ્યો, અને જરા પણ વખત ન ગુમાવતાં, હમો લોકોએ તેના ખીસાં પાકીટ તપાસવા માંડતાં, કોટના અંદરના ખીસાંમાંથી હમોને એક નકસો મલ્યો, કે જે નકસો, એણે હમોને પોતાને ઘરે બતલાવ્યો હતો, અને તે ખોલીને તપાસતાં માલમ પડયું કે, હીટલરે એકએક પછી એકએક દેશો, જેવાં કે પોલેંડ, ઝેકોસ્લવાકીયા, હોલેંડ ડેનમાર્ક, Balkan States, France, Africa, Australia, England, America, વીગેરે સામે લડાઈ જાહેર કરી, તેઓ સર્વેને જીતી, પોતાના તાબામાં રાખવાની ખુલ્લી બાજી રાખી હતી.

આ અગત્યના નકશાનું હમારે શું કરવું, તે ઉપર અમે વિચાર કરવા લાગ્યા, તેટલાં ફલીએ સુચવ્યું કે, એ નકશો હમારે ગુપચુપ જઇને British Embassy, કે જે ખુદ બરલીનમાં હતી, ત્યાં જઇ, તે લોકને આપવો, અને તેમ કરવામાંજ હમારી સર્વેની સલામતી સચવાયલી હતી. તે મુજબ હમોએ રૂડોલ્ફને તે પ્લાન આપી તે હાવો British Embassy માં પોંહચાડવાને કહયું, અને રૂડોલ્ફે તે મુજબ સંભાલથી તે ખીસામાં મુકી British Embassy તરફનો રસ્તો લીધો.

હમારી મતલબ પાર પડેલી જોઇ હીટલરને પાછો ફલીએ તેની અસલ સુધ્ધીમાં કંઈ ભણતર કરી મુકી લાવી મુકયો, જે માટે એડોલ્ફે ફલીને મુબારકબાદી ઉપર મુબારકબાદી આપી, અને વધુ વખત ન ગુમાવતાં, એડોલ્ફને ત્યાંથી જેમ બને તેમ જલ્દી ખરતી આપવા માટે, હમો અફરાતફરીમાં પડયાં. તેટલાં પુઇએ સમયસુચકતા વાપડી, કાંસકુસ કરવાની શરૂ કીધી, અને બગાસાં ઉપર બગાસાં ખાવા મંડી ગયાં. "બાવા એડોલ્ફ, અમકુ બોટ બોટ બગાસાં આતાં હય, અને હમ લોક બોટ બોટ હાક ગયાં હય, માટે મેહરબાની કર કર, તુમ તુમેરા ઘરકા રસ્તા લેવ બાવા. તુમેરી ઉપરથી બધી મરી મરી જાંઉ!"

ફ્લી, મેં, સોલુ તથા જીત્રણુંએમી સાથે સાથે મોટેથી (જાણે ભેંસ બરાડ મારે તેમ) બગાસાં ખાવા માંડયાં, તેટલાં સારૂં થયું કે, રૂડોલ્ફ આવી લાગ્યો, જેણે એડોલ્ફને જરમન ભાશામાં સમજાવ્યું કે, પુઈ ઠાકી ગયલાં હોવાથી સુવા જવા માંગતાં હતાં, અને તેથી તેણે પણ ઘરે જવું.

કમબખત એડોલ્ફે તો જતાં જવા નહીં માંગ્યું. પણ પુઇએ ટીલંગ કરી "ગુડ નાઇટ! થેંક્યું! ગુડ નાઇટ, થેંક્યું!" બોલી ત્યાંથી ખરતી લીધી, અને ફ્યુરરે પણ હમો સર્વેને મલી ભેટી 'ગુડ નાઇટ' કહી, ત્યાંથી પાણીચું લીધું, ત્યારેજ હમોએ છુટકારાનો દમ ખેંચ્યો 'સઉ સારૂં જેનું સેવટ સારૂં!'

હમારા મોટાં નસીબ કે હીટલરે જવા પેહલાં પોતાના ખીસાં પાકીટ નહીં જોયાં, યાતો તપાસ્યાં નહીં, નહીંતો કે કાલનો દુકાળ આજે પડી જતે. એતો પુઇએ ગયે ભવ કંઇ સારાં સારાં કામો કીધાં હોશે, ત્યારે કેનીતો!

રૂડોલ્ફે કેવી રીતે British Embassy ઉપર પેલો map પહોંચાડયો હતો, તે અમોને કહી સંભલાવ્યું, કે ફ્લી બોલી ઉઠયો, "બધી વાત તો બાજુ રહી, પણ પેલો હીટલર આપુને પોતાના દેશ તરફથી લડવા માટે ચાલુ પુછપરછ કરેછ, તેથી તથા પેલો map ચોરાવાની ખબર પડતાં, આપરી શી હાલત થશે, તેનો કંઇ ખ્યાલ કીધોછ કે!"

તુર્ત હમોએ મારાં aunty dear નાં પ્રમુખસ્થાન હેઠલ એક urgent meeting ભરી એવા અનુમાન ઉપર આવ્યાં કે, મરતાંબી હમોએ હીટલર તરફથી લડવું નહીં, અને તેમ કરતાં ભલે હમારૂં મોત આવે, તો પણ હમારે ડરવું નહીં—

મોતથી કદી ડરતો નથી એક સુરો પારસી બચ્ચો,
ઉઠાવશે સદા દેશ, તથા દીન માટે, દાલનો કચ્છો.
(રેસનાં) મયદાને જંગમાં જીપલાવવા જરાએ નહીં ડરસે,
વિન, પ્લેસ કરી, બોંય થઇ, પીઠાં તરફ કદમ ધરસે.

---

## પ્રકરણ ૯મું.

---

જે દિવસે હીટલરે અમારા ઘરની રાંધણી ઓટલાની ઝડતી લીધી,
તે દિવસથી માનજો કે, એણે પોતાની પડતી દીઠી.
ખુદરત સામે થવાનો કોઇબી ઇનસાનનો નથી ચારો,
સમજ, ઓ જુહવાકી હીટલર, તારો બરગસતે બેઠોછ દહારો.

## ખોવાયલા મેપની શોધમાં હીટલરે લેવાડેલી અમારાં ઘરની ઝડતી. ખોડયો ડુંગર, ને કાઢયો ઉંદર (તેબી વરી મરકીનો.)

બીજે દિવસે સહવારના જોઇએછ તો, હેર હીમલર, ગેસ્ટાપો પોલીસના લગભગ ત્રણ દજન માણુસોને લઇને અમારા ઘર આગલ આવી પ્હોચ્યાં, અને જોરમાં બાહરથી બારણું ઠોકયાં, અને બારણાં ખોલતાં વખત લાગવાથી, જાણે એના બાપનું ઘેર હોય તેમ, બારણાં તોડીને લાગલો બે ત્રણુ દજન પોલીસના આદમીઓને લઇને ઘેરમાં દાખલ થયો, જે જોતાં હું બબડયો, "ઓ ખુદરત તારાબી અજબ ખેલ છે! એક પ્રીનસેસ જેવી બાઇ માણુસના ઘરમાં સહવારના પોહરે પોલીસનાં ભોંસ્યા! ને તેબી વરી અસપંદાદ મહીનાના શેહરીયાર રોજે! તોબાહ! અફ્સોસ! દશ હજાર અફ્સોસ!" એમ બોલતાં મેં બાજુમાં ઉભેલા ફ્લીના મોઢાં ઉપર તરાતર તમાચા મારયા.

"મસમરે મંસમંચા, મુસમવા ચામાચીઓ, પેસમલા નકસાની સોધમાં અસમહીંઆ આસમવેલા લાગેછ. મુવાઓ સારે સપરમે દાસમરે કાંહથી આસમપરો ધસમરો લેવા આસમવી મુવાછ! જસમરાબી આસમપરે પોચ્યું બતલાવવું નહીં જોઇએ, નહીંતો ભસ્તેગીઆઓ આપરા ઉપરવારા થસે જો!" ફુઇએ પસ્તુ બાશામાં મને કહયું.

હીમલરના હુકમથી પેલા ભોંસ્યાઓએ અમારા ઘરની ઝડતી લેતાં મેં હીમલરને કહયું, "એ Mr. with whose permission you have entered our house? This is not your father's house, do you understand, you big fat fool?"

એકાએક પેલા સીપાઇઓએ અમારા આંગ ઉપર ધસી આવી, હમારા મોઢામાં ડુચા મારી (ફુઇ સીવાય), હમારા હાથ પગો મજબુત બાંધ્યા, અને ઘરની જડતી લેવા માંડી, જેથી ફુઇ બોલ્યાં, "હા મુવાઓ હમારા હાથપગ બાંધી, ઘરની જેટલી જડતી લેવાય તેટલી લેવ. આયંદે છોલેલાં બોર મલશે, છોલેલાં બોર! ચોરને પોટલે ધુરની ધુર!"

ઘરની જડતી લેતાં બધું ફરનીચર તરે ઉપર કરી નાખ્યું, બધી કબાટો બાંગી તોડી, અંદરથી બધો અવેજ બ્હાર ફેંકી દીધો, મેલાં કપડાનું પીંજરૂ તપાસ્યું, બબરચીખાનામાં ધુસ્યા, Bath-room નીબી તપાસ લીધી, પણ આયંદે પરીણાંમ શું? કોઈ ચીઝ નહીં! મોટો જેવો બાફેલો પપેટો!—

"દીલમાં અમારાં મેલ નથી, અંતઃકરણ અમારાં સાફ છે,
નીર્દોષનુ દીલ દુખાવવું, એ મોટું ચીંભડાં જેવું પાપ છે.
લોકોનાં ઘર લુંટી લેવા, એ શું તમારો ધર્મ છે?
દેશ ખાતર લડી, બલી મરવું, એ શુકરવારીયા ચણા ગરમ છે."

સેવકનું કયાંની લોહી ઉશકેરાઇ આવ્યું.

જેટલું લુટાયું તેટલું લુંટી ખીસા ભરવાનું હીમલર તથા તેના ગોઠયાઓએ શરૂ કીધું, જે જોતાં હમો લોકનું કયાંની લોહી ઉશકેરાઇ આવ્યું, પણ મોંઢે ડુચો તથા હાથ પગ બાંધેલા હોવાથી અમોએ લાચાર થઈ જહાંના તાંહજ ઉભા રહી, બધો તમાસો જોયા કીધો, જે દરમ્યાન ફુઇએબી જેટલી દેવાય તેટલી ગાલોથી તે લોકને ધોઇ નાખ્યા.

એકાદ દીવાલ ઉપર લટકેલા નકશા ઉપર નજર પડતાં, નાહ્લાં બચ્ચાંની માફક બે પગે કુદાકુદ કરતાં હીમલર બોલ્યો, "I got it! I caught it!"

"I caught it! હા તારા બાપનું કપાલ! મારો બાવો કરૂં, તું તો મનમાંજ અદરા ને મનમાંજ પરણ્યા કર, સમજ્યોની!" મોંઢે ડુચો મારેલો હોવાથી સેવકે મનમાંજ બડબડ કર્યા કીધી.

હીમલર તથા તેના ગોઠયાઓની ખુશાલી થોડાજ વખતની હતી, કારણકે તે map તપાસીને જોતાં માલમ પડયું કે, તે હીટલરનો ખોવાયલો map નહીં હતો, પણ હીંન્દુસ્તાનનો નકશો હતો, જેથી નાસીપાસ થઇ, લાલચોળ બની તેણે તે નકશો જમીન ઉપર ફેંકી, પગે પગે છુંદી પાછો પોતાના ખીસામાં સેરવી દીધો, અને પોતાની ભાશામાં કંઈ ખરાબ જાતની ચોપરી અને પછી હમો સર્વે જણુને રૂડોલ્ફ સુધ્ધાંને માણસો પાસે ધક્કા મરાવી, નીચે ઉભી રાખેલી એક મોટી મોટરવાનમા બેસાડી, જાણે હમો કોઇ મોટા ઉઠાવગીરો, યાતો કે ગુનેહગારો હોઇએ, તેમ આજુબાજુ હથયારબંધ પોલીસનો પાહરો રાખી, હીટલરની ચાનસેલરી તરફનો રસ્તો પકડયો.

હીટલરની ચાનસેલરીમાંબી હમોને બાંધેલે હાથે પગેજ લઇ જવામાં આવ્યા, કે જ્યાં એક ઓરડામાં હીટલર પોતાની કમ્મરની પાછલ બે હાથ જોડી, એક મેડ માણુસની માફક બકબક કરતો તથા હવામાં હાથ ઉડારતો, આમથી તેમ લટાર મારતો હતો, અને જેવા હમોને તેની આગળ હાજર કીધા, કે તુર્ત હમારા બાંધેલા હાથપગો છુટા કરવામાં આવ્યા, તથા મોઢાંમાંથી ડુચા પણ કાઢવામાં આવતાની સાથ હમોએ હાઇ હીટલર! કરીને તે મુજીને સલામી

આપી, કે તેણે હમોને સવાલ કીધો, "You young scoundrels and rogues, you know why I have called you here ?"

"No Sir ! We know nothing about anything Sir ! We are no rogues or thieves, Adolf ! ચોર તું ને તારો બાપ !" સેવકે ખુલાસો કીધો.

"Now listen, you rogues and rascals of the first water, you......" ગોએરીંગે ડોહવ્યું.

"I object, Your Excellency હેર ફ્યુરર, to the second and bad language used by Goering and if he utters that sweet and honey language again, we will take him to the High Court and get him sentenced for life. It is contempt of the court, you know." ફૂલીએ ભપકી કીધી.

"Shut up you fools !" ગોએરીંગે બરાડ મારી.

"ચુપ રાવ યુ જરમન બુલ ! કરશું જલ્દીથી તારો ડબ્બો ગુલ !" સોલુએ ઉમેર્યું,

"You all of you are charged of robbing our ફ્યુરર of his private map, last night, at your place after inviting him to dinner ! Say, are you all guilty or not !" ગોએરીંગે સવાલ કીધો.

"Not guilty ! Not guilty !" મેં જવાબ આપ્યો.

"Right then ! If you will return the map immediately, I will by all means, મેજર માઇ ડીઅર, make you my successor and right-hand man, failing which, you all will be hanged !" હીટલર હમારા આંગ ઉપર ધસી જતાં બોલ્યો.

"અરે વારે ! હમેરા ગરીબ બચ્ચાંઓપર ઇટના બધા ભપકી અને હાટી કાયકુ કરતા છે ? અને તુમેરા નકસા લે કર, હમ લોક કયા કરેગાં ! કયા અચાર ભરેગા ! મંચા, એ મુવો કાતર્યું ગેપ કાહરનો 'મેપ' 'મેપ' કર્યા કરેછ, તે એને પેલો આપરો હીંન્દુસ્તાનનો મેપ જોંસની, કે જરા દપટ પડે ?" ફૂઇએ ધીરજ ખોહી દીધી.

એવામાં હીમલરે ખીસાંમાંથી, પેલો અમારો તફરાવેલો હીંન્દુસ્તાનનો નકશો કાઢી, હીટલરના હાથમાં મુકયો, કે તેણે પાછી બરાડ મારવા માંડી, "Oh ! Not this ! I want my own map !"

"દેખો બાવા એડોલ્ફ, મેહરબાની કર કર, અઇસા ઘેલા હાથીકા માફક બુમબરાડા મત મારો, મેરા બાવાજીકા સોગંદ ખા કર કેહતા છે કે, હમ લોકને લુચ્ચાઇ કીયા, પણ ચોરી તો નહીંજ કીયા. તુમેગ નકસા મંગતા, તો છાપેમેં ઇનામ જાહેર કરો, પીછી દેખો તુમકુ કઇસા નકસા મીલ જાતા ! કાયકુ હમ ગરીબ લોકકુ સતાતા ? ખુદા તારૂં કયા ભલુ કરેગા મરૂં !" ફુઇએ હીટલરનો બરડો પસવાડી, કાલાવાલા કીધા.

રૂડોલ્ફે પોતાની ભાશામાં તરજુમો કરી ફુઇ શું કેહતાંતાં, તે હીટલરને કહ્યું અને તે કમબખતને કંઇ ભેજામાં આવવાથી હમોને છોડી દેવાનો હુકમ કીધો, અને તેને મલી ભેટી હમો સીધ્ધા ઘર તરફ નીકલ્યાં.

ઘરે પોહચતાની સાથ જોઉંછ તો British Embassy તરફથી એક કાસદ પેગામ લઇ આવ્યોતો કે, Ambassador સાહેબ કંઇ અગત્યના કામસર સેવકને રૂબરૂ 'Embassy' માં મલવા માંગતો હતો. આ ખબર સાંભળતાની સાથ સેવકના પેટમાં ફાળ પડી, કે રખે વરી કંઇ સનાનનાં સમાચાર હોય, પણ હીમ્મત છોડી, ધાસ્તી પકડી, Embassy તરફ રૂડોલ્ફને લઇને સેવકે ચાલતી પકડી, અને ત્યાં પહોંચતાની સાથ, Ambassador Mr. So and so એ મને સારો આવકાર આપ્યો, અને કેવી રીતે મેં પેલો નકશો મેલવ્યો હતો, તે માટે પુછપરછ કીધી, અને મારી આવી બહાદુરી માટે બરડો ઠોકી શાબાશી આપી અને England નો Prime Minister Mr. Winston Churchill મારી સાથે ટેલીફોન ઉપર વાત કરવા માંગતો હતો, એમ મને કહી સંભલાવ્યું.

આ ખબર સાંભલતાંજ સેવક મનમાં મલકાવા લાગ્યા કે, England નો Prime Minister જેવોબી સેવક સાથે વાત કરવા માંગે, એ કંઇ ઓછી મગરૂરીભર્યું કાર્ય કહેવાય !

Mr. Churchill સાથે ટેલીફોન જોડવામાં આવ્યો અને સેવકે નીચે મુજબ તેની સાથે ટેલીફોન ઉપર વાતચીત કીધી.

"હલ્વ ! હલ્વ ! This is Mr. વીનસ્ટન Churchill speaking ! હલ્વ ! Good evening, Major Mydear !" ચરચીલ બોલ્યો.

"હલ્લ ! યસ ! ગુડ evening Mr. Prime Minister, this is Major Mydear speaking, personally and privately." સેવકે જવાબ આપ્યો.

"My hearty congratulations, my boy, in getting that very useful map from that Herr Hitler. But how did you manage to get it ?"

"With the risk of my un-assured life Sir ! But I'm sure, it will help you a lot in future, and as a faithful subject of the British Empire and that too a Parsi, it is my duty to serve my dear King and the country loyally. Long live the British Empire and God save the King along with thy noble self. Amen !"

"Thank you, old boy, for your good wishes and in reward for your loyal service, I assure you, that whilst you return home, you will be invested with V.C., B.C., M.C.C., G.G.M.C., or whatever C.C.C. available at that time."

"Oh ! thank you, Mr. Prime Minister, but I think either Khan બાહદુર or ખાન સાહેબ will walk with me, O.K."

"Eh ! What did you say ?"

"I said very simple and short and want very little butterfication, like ખાનસાહેબ એન્ડ ખાનબાહદુર. Do you follow ?"

"O. K. My boy ! As I have some urgent meeting to attend, I will disconnect for the present. Give my lov to your Aunty. Au revoir !"

"Yes ! Yes ! I too, have to attend a very big funeral. Till then, Au revoir." એમ કહી મેં ટેલીફોન મુકી દીધે

પેલા એમબેસેડરનો ઉપકાર માની, તેને મલી ભેટી, કાંઇ પણ કા હોય તો જણાવવાને તેને કહી મુંકી, હું પાછો ઘરે ફરયો, અને પેઢ એમબેસેડરને ઘરે શું બનાવ બન્યો હતો, તે કુઇને કહી સંભલાવ્યો, કે ડાર

તો બધાં ખુશ ખુશ થઇ, મારા ઉપરથી બધાં ઓવરઈ પોવરઇ ગયાં. ' ઓ તારાપરથી બધી મરી જાઉરે, મારા રાજવંશી દીકરા! તેં વડા પ્રધાન સાથે છેક વેશ્રાત વેર વાત કીધી ને તેબી વરી ટેલીફોન ઉપર! જીવતો રેહજે મરૂં ને ઘણું ઘણું સુખ જોજે અને ખાનસાહેબનો બીલ્લો છાટીએ લટકાવી, મોહલ્લે મોહલ્લે ફરજે, તથાસ્તુ! તથાસ્તુ!"

"છી ફુ! આખ થુ! એવું શું બોલોછ ફુઇ! એમ કહો કે સરના બેરામજી કે સરના જમશેદજી જેવો માનચાંદ પામજે, ખાનસાહેબને ખાન-બાહદુર શું બરયુંછ," સેવકે ડફાંસ મારી.

---

## પ્રકરણ ૧૦મું.

### હીટલરે પોલેન્ડ સામે જાહેર કીધેલી લડાઇ.

એવામાં એકાએક પોતાના અગાઉથી ગોઠવાયલા પ્લાન મુજબ, પેલા ભેજાંફ્રાટેલ એડોલ્ફ હીટલરે, યાહોમ Poland ઉપર ધસી જઇ, તેની સામે લડાઇ જાહેર કીધી, અને આખા જરમનીમાં ૨૦ થી ૪૦ વરસના દરેક આસામીને (મરદ) પોતાના નામો નાટઝી પાર્ટીના વડા મથક ઉપર register ફરજયાત કરવાનો ઢંઢેરો બ્હાર પાડયો અને સાથે સાથે દરેક દેશી કે પરદેશીને ફરજયાત training લઈ, લશ્કરમાં જોડાવાનું ફરમાન પણ બાહર પાડયું. આ મોતના સમાચાર સાંભલતાં ફલી બરબડયો, "મંચા દીકરા, આવી બન્યું, અંતેબી આપરૂં આવી બન્યું! હવે આપરી પેલી દુકાનનું શું થશે, અને ધંધો આપરે કેમ કરી શકશું?"

હમો બ્રીટીશ subject હોવાથી હમારે ફરજ્યાત લડાઇ ઉપર જવું, યાતો "Concentration Camp" માં પુરાવું, એવાં હીટલર તરફથી થયલાં ફરમાનને આધારે હમારે શું કરવું તે માટે ઉંડા વિચારમાં પડયાં, અને મત લેતાં હું તથા સોલુ લશ્કરમાં જોડાવા તૈયાર થયા. ફલી તથા જીવણો હરામખોર તથા આલસુ હોવાથી, હરામનું ખાવા "Concentration Camp" માં જવા તૈયાર થયા, અને ફુઇજી neutral રહ્યાં, અને તે મુજબ સોલુ અને હું કરીનેલશ્કરમાં જોડાયા, ફલુને અને જીવણુંને 'Concentration Camp' માં

પુરયા, અને ફુઈ તરફ હીટલરની લાગણી હોવાથી, એ બીચારૂં મુગું જાનવર શું નુકસાન કરી શકશે, એમ ધારી તેવણુને છુટટા રાખવામાં આવ્યાં અને ડોસાંએ તો ઘરેજ એકલાં ગગરી રેહવામાં દુરસ્ત ધાર્યું.

England એબી તુર્ત જરમની સામે war ડીક્લેર કીધી, અને ત્રણ દિવસમાં તો હીટલર આખું Poland હાઉ કરી ગયો, અને તેનું નામ બદલીને પાયધુની રાખ્યું, અને ધમધોકાર આગલ વધતોજ ગયો.

બે મહીનાનું ટ્રેનીંગ લઈ સોલુ તથા સેવક શીખી કેળવઇને કંદ થઇ ગયા, અને જરમન મીલીટરી રીતે goose-steps માં ચાલતાં ચાલતાં જેવા હમો ફુઇને ઘરે મલવા ગયા, કે ડોસાં ગભરાઇને બોલ્યાં, "મરે દીકરા, એ તમો લોકોને એકાએક શું થયું? એમ પગે લકવો થયો હોય, અથવા તો અરી ગયા હોય, તેમ શું ચાલોછો! હું તો બધી ગભરઇ ગભરઈ જાંઉછ! હા, ખરા, પણ આપરા બીચારા ફ્લી તથા જીવણો કેમ હોશે, ને શું કરતા હોશે? રખેને બીચારાઓને ખલાસ કરી નાંખ્યા હોય! એ મુવા કસઇઓનો ભરોસો શું!"

"હારે ફુઇજી માય, એ "Concentration Camp" એટલે એમજ સમજો કે નરૂં દોજખખાનું. ત્યાં કંઇ એસઆરામ લેવાનું નથી, પણ અંદર પુરેલા આદમીઓ પાસે ખાઇઓ ખોદાવે, પથરાઓ ફોડાવે, રસ્તાઓ ખોદાવે, તથા બીજા ઘણા માહભારત કામ કરાવેછ, અને જો કોઈ પણ આદમી તેમ કરવા ના પાડે તો તેને ચાબક ચાબકે મારી તેના ચામરાં ઉતારી કાઢે, નહીંતો કે ત્યાંનો ત્યાંજ તેને ઠાર કરી નાંખે." મેં ફુઇને સમજાવ્યું.

"મરે બલા જાણેરે! બીચારાં મારાં બચ્ચાંઓ કેવાં હાડમાર થતાં હોશે જો? પણ એ મુવા કસઇઓને કોઇ પુછે? ખરેખર માય, એ લોકો આદમીઓ નથી, પણ એ મુવા જરમનો જાનવરો છે, જાનવરો!! શું એ લોકને ખુદાનોબી ડર નહીં હોશે? એવા ઘાટકી આદમીઓના રાજમાં જીવેલા કરતા મુવેલાજ સારાં!" ફુઇએ પોતાનો અભીપ્રાય દરશાવ્યો.

ચેકોસ્લવાકીયા, હોલેંન્ડ, ડેનમાર્ક, (જેનું પછીથી એ લોકે દમણ નામ પાડયું) થોડા દિવસમાંજ જરમનો હાઉ કરી ગયા, અને સાથે હમારી ક્યુરોસની દુકાન પણ માલ મતા સાથે હાઉ કરી નાંખી, અને ફ્લી તથા જીવણાંએ મારી માંગી લશ્કરમાં જોડાવાની ખાત્રી આપવાથી, તે લોકને છુટા કરતાંની સાથ તેઓ ઘરે આવી પ્હોંચ્યાં અને એ લોક ઉપર કેવી કેવી જાતના જુલ્મો પાડયા હતા, તે કહી સંભલાવ્યું.

સેવકે pilot તરીકેનું 'બી' લેસન લેવા માંડ્યુ અને ઉંચે હવામાંથી પેરેશુટ સાથે જમીન ઉપર કેમ કુદકો મારવો તે દેખાડવા, એક દિવસ જ્યારે હમો તેની practice કરતા હતા, ત્યાં પુઇને લઇ ગયો અને તે દેખાવ જોતાં પુઈ અર્ધાં બેશુધ થઇ ગયાં, "મરેરે! મરેરે! કાંહ જાઉં! એ નાતરેગીઓ મંચો શું કેહવા માંગેછ? હરવાયો એમ ઉંચે હવામાંથી ખુલ્લી છત્રી સાથે કુદકા મારેછ, તે જમીન ઉપર પડતાં કોઇ ભુરાંના હાડકાં પાંસરાં ભાંગીને ચુરેચુરા થઇ જશે, તેનું એને ભાન છે કે? એ મુવાઓતો નાહ્લેથી કુદકા ભુસ્કા મારીનેજ મોટા થયલા, તે એ લોકને કંઈ વાગે બાગે નહીં, પણ સાથે સાથે મંચો કાંય પોતાના વરસ વેચેછ? ફ્લી બાવા, તું તો કંઈ એને સમજાવ!"

તેટલાંજ સેવકે પુઇ આગલ આવી એવણુની ખાત્રી કીધી કે, સેવકને જરાપણ ઇજા થઇ હતી નહીં, તેથી પુઇ બોલ્યાં, "મરે કેવું અજબ જેવું. આટલી ઉંચાઇએથી પડતા છતાં, એક હાડકુંબી ભાંગુ નહી. લાવની મરૂં ઘેરે જઇનિ છત્રી સાથે, હુંબી બારીએથી નખાવી દેઉં, ને જોઉંકે મનેબી લાગેછ કે નહી?"

મેં જોયું કે રખે પુઇ ઘરે જઇ એવી આસનાઇ કરે, તેથી એવણુને સમજાવીને કહ્યું, "પુઈમાંય, એતો સઉનાં કામ સઉજ કરે. એમાંબી એક જાતનો હુન્નર છે! તમે કંઇ એવું કરતાં નાં, નહીતો હાંડકાં પાસરાં ભાંગી જશે જો!"

ફ્લી તથા જીવણોબી કમપલસરી ટ્રેનીંગ લઇ તૈયાર થઇ ઉભા અને તે લોકને સોલુ સાથે front ઉપર મોકલવામાં આવ્યા, જયારે સેવકને હીટલરના Body-guard તરીકે ત્યાંજ રાખવામાં આવ્યો. નોર્વે, સ્વીડન, ફ્રાંન્સ, બેલજીયમ બી બધાં સપાટાબંધ હીટલરના કબજામાં આવી લાગ્યાં અને અમેરીકાએબી જરમની તથા જાપાન સામે લડાઇ જાહેર કીધી.

ફ્લી, સોલુ તથા જીવણાંએ મીલીટ્રરી ટ્રેનીંગ લઇ શીખી કેલવઇને કંદ થયલા હોવાથી, તે લોકને front ઉપર લડવા મોકલી આપવામાં આવ્યા અને આવી રીતે તે લોકની મરજી વીરૂધ, તે લોકનો લટકો ફટકો કરી નાંખવામાં આવ્યો, અને હમો લોકથી છુટાં પડતાં તે લોકે બોર બોર જેવાં આંસુઓ પાડયાં, "ઓ પુઇજી માંય! એમ માયા લગારી તમારેથી છુટાં પડતાં મારા કલેજાં કપાઈ તથા આતરડાં છુટાં છુટાં થઈ જાયછ, પણ હમો લોકો જીવતા

પાછા ફરશું કે! ને ફુઇજી, પીલઇને લખજો કે, તારો એક પુરો ફલી, તુટેલા જીગરે પેલા ચંડાલોના હાથે જંગના મેદાનમાં કપાવા ગયોછ, અને તેટલાં જો તુંને કંઇ Chance મલે તો જરૂર પાછી પરણી બેસજે. હાયરે ફુઇજી! હાય! હાય!—

જો જીવશું તો મલશું તમારે ઘરબાર,
નહીંતો કે મલશું ખુદાને દરબાર."

ફલીએ બલાપો કીધો.

આખરે ફલી, સોલુ તથા જીવણુંને front ઉપર લડવા મોકલવામાં આવ્યા, અને ઇટલીએબી હરામનો લુમકો ખાવા, જરમની સાથે જોડાઇ, ઇંગલંડ, અમેરીકા સામે લડાઇ જાહેર કીધી, કે ફુઇએ પોતાનું સુકયાણું ભાશણ ચલાવ્યું, "મરે એ મુવાઓને કોઇ પુછે? એમ જરા જરામાં એકેમેક લડઇ કપઇ કાંય મરતાં હોશે, અને એ મુવા ગોરાઓ લરી મરે, તેમાં આપરા બીચારા ગરીબ પોરયાઓ ફલી, સોલુને કાંય કપઇ મરવા મોકલ્યા? જાણે આપરા પારસીઓ ઓછા માંહે માંહે લડી મરેછ? હોસે બા, એમાં આપરે નાદાનો શું સમજ્યે?" ને એમ પુછું મંચા, એ ભરતેગીઆ ઇટલીના મુસાને એવું શું સુજ પડયું કે, તે હીટલર તરફથી લડવા નીકલ્યો! એ બેઉ ઉસા મુસાનું કોણ જાણે ખુદા શું ભલું કરશે! એતો પેલા કહે તેમ, જે કરશે તે ભરસે! તેમાં આપુને શું?"

જેમ દીવસો જતા ગયા તેમ તેમ હીટલર બધા દેશો જીતતો ગયો, મુસોલીનીબી લગભગ આખું આફ્રીકા જીતવાની અણી ઉપર આવી ગયો. જરમનીમાં વસ્તા સઘલા લોકોને Air-Raidની વખતે કેમ shelterમાં ભરાઇ જવું, ગેસ-મારક કેમ વાપડવો, તથા બીજા જરૂરી ઉપાયો કેમ લેવા તે માટે સંપુર્ણ તાલીમ આપવામાં આવી હતી, અને તે મુજબ લોકો વર્તતા હતાં, અને ખુદ હવે બર્લીન ઉપર R. A. F. નાં Bombers ઓએ ચાલુ આવી હુમલા કરવાનું શરૂ કીધું, અને વારે ઘડીયે ફુઇને Air-Raid shelter માં જવું પડવાથી બબડવા લાગયાં, 'મરેરે મુવા જરમન લોકોબી અજબ જાતનાં આદમીઓ છે. એકબાજુથી દુશમનો બોમ્બનો વરસાદ વરસાવે છે, ને બીજી બાજુથી મુવાં લોકો shelter ની અંદર ભરઇ, નાચી કુદી ગાઇ વજાડી પોતાનો વખત ગુજારે છે! બરચારે એ લોકના સકાર! મુવાંઓતો કોઈ જબરાં નફ્ટો છે જો!"

યુગોસ્લાવીઆ, રૂમાનીઆ, બલગેરીઆબી થોડા વખતમાં સફાચટ થઈ ગયાં, અને હવે ઇંગલંડની વારી આવેલી દીસતી હતી. જરમન હવાઇ કાફ્લાએ ચાલુ England ઉપર attack લઇ જઇ, તેના કડકા ભુકલા કરી નાંખ્યા, તેજ મુજબ R. A. F.ના વીમાનોબી ચાલુ જરમની ઉપર, જબરદસ્ત નુકસાન પહોંચાડીને પાછાં ફરતાં. એવો નાસોગોસો ચાલુ ખેલાયાજ કરતો, અને એક વખત તો હુમલામાં સપડાતાં, હમારાં મકાનનેબી પુશકલ નુકસાન પ્હોંચ્યું, અને કોઇબી ચીજ ઘરમાંથી સલામત રહી હોય, તો પુઇજીનો તરાનો બાટલો! જેથી પુઇ મગરૂરી લઇ બોલ્યાં; "જોયું કે દીકરા, જ્યાં ખુદરતનો હાથ હોય, ત્યાં કોઈ મુજી સેતાનબી કંઇ કરી શકતો નથી! તેથી હું તુને રોજે રોજ કેહું છ કે, ગેહે ગેહે ભણો, ખુદાને યાદ કરો, તો પણ તમો નાહાનો સમજો ત્યારે કેની? વેકતો જોઉ, અબઘડી આય બાટલીમાંથી થોડો તરો લઇ કસ્તી પાયજા કરી, ખુદાને યાદ કરવા મંડી જાતો જોઉ!"

ખરૂં કહું છું કે જેટલો હું દુઃશમનનાં બોમ્બમારાથી નથી બીહતો, તેટલોજ પુઇજીના ચાલુ ધડાકાથી બીહતો આવયો છું અને હજુબી બીહું છું. એવણુ એક સોપરાનો voice માં એવી તો બરાડ મારે કે, જાણે આખો મોહલ્લો ગાજી રહે, રસ્તાનાં કુતરાંઓ ભોંસવા મંડી જાય, માલામાં ઈંડા મુકતાં પક્ષીઓ ધ્રુજવા મંડી જાય અને ઘરના નોકરો 'મટારી એરી જાલી' કરીને ગભરાટમાં ઘરમાંથી નાહસ્વા લાગે, આય એમ છે!

જેમ જેમ જરમની જીતતું ગયું. તેમ તેમ લોકોમાંબી ઉત્સાહ વધતો ગયો અને રસ્તે સીડીએબી લોકો બસ લડાઇ સીવાય બીજી કોઇ વાતજ નહીં કરતાં. વખતના વહેવા સાથે હીટલર મારી સાથે ઘણો પલોટાઈ ગયો અને કોઇ કોઇ વખતતો મને બધી લડાઇની ખાનગી વાતો પણ કેહતો, જે, મેં એને બીલકુલ ખાનગી રાખવાનું વચન પણ આપેલું, તે છતાં હું ગુપચુપ રૂડોલ્ફની મારફતે બ્રીટીશ Embassy ને પુગાડતો, જેમ કરતાં બચ્ચીતજ હું વીશ્વાસનો ભંગ કરતો હતો. ખરેખર પેલા કહે તેમ, 'પારસી તને ફરી જતાં વાર શી!' તે મારી બાબદમાં બીલકુલ ખરૂં પડયું.

હમારૂં ઘર હવાઈ હુમલાથી તારાજ થયલું હોવાથી, રૂડોલ્ફનાં કોઇ સગાં, કે જે લોકો નજદીકમાં રહેતાં હતાં, ત્યાં પુઇએ ઉતારો લીધો, અને અવારનવાર હું ત્યાં જઇને પુઇને મલતો. ફ્લી, સોલુ તથા જીવણો, બધા લડાઇના મેદાનમાં ઘાયલ થયલા હોવાથી, ત્યાં આવી પ્હોંચ્યા. ફ્લીનો આખ્ખો

જમણો હાથ was not થઈ ગયલો, સોલુનો ડાબો પગ કપાઇ ગયલો, તેમજ જીવણુને માથે ગોલી લાગવાથી પાટા બાંધેલા હતા, જે દેખાવ જોતાં ફુઇ બોલ્યાં, " ફલી બાવા, તારા જમણા હાથને શું થયું ? કોણ મુવો ભસ્તેગીઓ ચોરી ગીયો ! મરે બલા જાણેરે કોઇ ભુંરાને કેવું દુઃખ થતું હોશે જો ! "

" શું કરશું ફુઇજી ! જેવાં મારાં ફુટેલાં તુટેલાં નસીબ ! કોઇ કમબખતે સીધ્ધી હાથમાં ગોલી મારી તે સાંધામાંથી હાથ ઉડીને ૧૦૦ વાર જેટલો દુર પડયો. હવે હું એક હાથે, મોઢું હાથ કેમ ધોવસ, ને દાઢીબી કેમ બોરસ ! " ફલી બોલ્યો.

"કંઇ નહીં મરૂં, ફીકર ના કર, તારી પીલઇ કેવી છે ! એ મુંઇ ચોટલા બરી આખા દાહડા સાલ્લો પેહરીને બ્હાર ભટકતી'તી, તે હવે ઠોકરઇને ઘેરમાં ગગરસે. પણ એ ભસ્તેગીઆ હીટલરનેબી કોઇ પુછે કરે ? બીચારા મારા ગરીબ ગાય બચ્ચાંઓને હાથ પગ વગરના કરી મુકયા, તેમાં એનો શું શુકરવાર વલવાનો છે ? એને કેહ કે કંઇ નહીં મુવા, જીવીને જોજે" ફુઇએ હીટલરને કદુવા દીધી.

સોલુબી પોતાના ભાંગેલા પગ માટે ફુઇ આગલ બળાપો કરવા લાગયો, કે ફુઇએ ઉપરથી તેને કહી સંભલાવ્યું, "એતો બાવા, તમે છતી બૈરીએ પારકાની બૈરીઓને સીનેમામાં લઇ જતા'તા તથા " C. C. I. "મા જઇ ડાન્સ કરતા'તા, તેનું આય પરીણામ ! હવે કપાલે હાથ દઇ ફુઈ મરી ગઇ અને સાસુ રંડાઇ તેમ બરાપો કરવામાં શું ફાયદો છે ? હવે ગુપચુપ મુંગા ગગરી રહો, નહીં તો આબરૂમાં મોટું જેવું ગાબરૂં પડશે, સમજ્યા કે ? "

હીટલરનુંબી ખુદા શું ભલું કરશે ! ફલી તથા સોલુ જો કે અપંગ બન્યા હતા, તોબી એ લોકને ફરજ્યાત કારખાનામાં કામ ઉપર જવું પડતું'તુ, જે ત્યાંનાં લોકો ઉપર હીટલર તરફથી કેવું ધાટકીપણું ગુજારવામાં આવતું હતુ, તેનો ખુલ્લો પુરાવો સાબીત કરી આપતું હતું. ચાલુ જરમની ઉપર થતા બોમ્બમારાથી લોકો કંટાલવા લાગતાં હતાં, અને ફુઇ તો રોજ સુતાં, ઉઠતાં હીટલરને નામની ચાલુ પતેત ભણતાં હતાં, અને દુવા માંગતાં કે, ખુદાય ક્યારે છુટકો કરશે.

વરી કંઇ હીટલરના ભેજામાં પવન ભરાઇ આવવાથી એકાએક Russia સામે લડાઇ જાહેર કીધી, અને સારી દુન્યાને અજાયબીથી ગરકાવ કરી

મુકી, અને હવે એ હદ કરી રહયો છે, એમ કેટલાક જરમન લસ્કરી મોટા અમલદારોનું મત હતું. લડાઇના ધડકધુજારા તથા મુસ્કેલીઓથી હમો એટલા તો બેજાર થઇ ગયા હતા કે, જ્યારે હમો સર્વે સાથે મલતા, ત્યારે હંમેશ કેવી રીતે જર્મનીમાથી નાહસી છુટવું, તે માટે કાંઇ પણ ઉપાય શોધી કાઢવા માટે, ધર્તીને આસમાન એક કરી મુકતા.

તેવામાં એક દિવસે, R. A. F. Bombers એએ જરમની ઉપર, જબરદસ્ત હુમલો કીધો, અને જાનમાલને પણ પુશકલ નુકસાન પુગાડયું, અને જગે જગથી anti-aircraft guns ઓના આવતા મારાને લઇને R. A. F. ના fighters ઓ તેમજ Bombers ઓનેબી ઘણું નુકસાન પુગ્યું, તેમાંના એક fighter ને સીધ્ધી anti-aircraft gun લાગતાં, તે હવામાંજ સલગી ઉઠતાં, તેના pilot એ, પેરેસુટની મદદથી કુદકો માર્યો, અને લાગલો તે મકાન, કે જ્યાં હમોએ ઉતારો લીધો હતો, તેના છાપડાં ઉપર આવી પડયો, અને સખ્ખત રીતે ઘાયલ થયો, જેને હમો લોકો ઘેરમાં લાવી, સારવાર કરી નીચે લઇ જઇ, ભોંયરામાં રાખ્યો, કારણકે જો જરમનોને એ બાબદસર ખબર પડે તો, તે બીચારાને તુર્ત કેદી તરીકે પકડી લઇ કેદમાં પુરે, તેથી તેને હમોએ કપડાં સુધ્ધાં બદલાવી નાંખી, જરમન pilot નો uniform પહેરાવયો અને જ્યારે તે પુર શુધ્ધીમાં આવયો, ત્યારે કાંહથી આવ્યો હતો, તથા બીજા દેશોને જરમન લોકોએ કેવી રીતે તારાજ કીધાં હતાં, તે વીગતવારે હમોને કહી સંભલાવ્યું, જે સાંભલતાં ખચ્ચીતજ હમારા છાતીનાં પાટયાં બેસી ગયાં, અને હીટલર તથા તેના ગોઠયાઓ કેવા કમજાત તથા ધાટકીઓ હતા, તેનો હમોને ખ્યાલ આવવા લાગયો, અને હમારોબી કેવો અંજામ આવશે, તે માટે ફીકર પડી.

એડોલ્ફ હીટલરની ચાનસેલરીનો chart મને સોંપવામાં આવયો, અને તેની દરેક છુપી હીલચાલની સઘલી બાતમીથી હું ચાલુ માહીતગાર રહેતો, તેમજ તે ખબર હું British તથા અમેરીકન spies ઓને આપતો. જેવો પેલો R. A. F. નો બ્રીટીશ pilot ફરતો હરતો થયો, ત્યારે હમોએ તેને કોઇબી હીસાબે ને જોખમે, હમોને જરમનીમાંથી નહસાડી લઇ જવાનાં કામમાં મદદ કરવા કહયું, ત્યારે તેણે હમોને એક ઉપાય સુચવ્યો કે, હમારે કંઇબી કરીને એકાદ એરોપ્લેન કેઠેથીબી કબજે કરવુ, અને તેણે પોતે તે pilot કરીને હમોને પાછા હમારે દેશ લઇ જવાને કબુલાત આપી, જે કામ ખચ્ચીતજ impossible and ભારે જોખમભર્યું હતું, અને તે પણ સફલ ઉતારવા માટે રૂડોલ્ફે બીડું ઝડપયું.

હમારા ઘેરની નજદીકમાંજ એક એરોડ્રોમ હતું, કે જ્યાં રૂડોલ્ફનો એક સગો Ground Engineer તરીકે કામ કરતો હતો. તેને રૂડોલ્ફે હાથમાં લીધો, અને એક દિવસ જ્યારે તે એરોડ્રોમના સર્વે pilot ઓ પોતાના વિમાનો લઇ England ઉપર હુમલો કરવાને બહાર પડયા, ત્યારે તે તકનો લાભ લઇ ત્યાં રહેલા એકાદ પલેનમાં નાહસી જવાનો અમોએ આગલથી પલાન રચ્યા મુજબ, તે રાતના હમો એકએક પછી એકએક ઘેરમાંથી સટકી જઇ, તે એરોડ્રોમ ઉપર ભેગા થયાં, અને રાતના અંધારાનો લાભ લઇ, ત્યાં ઉભાં રહેલાં વીમાનમાં બેસી ગયા, અને પેલા R. A. F. ના ઓફીસરે તે pilot કીધું, અને હમારી નાહસભાગની કાંઇ પણ ખબર નહીં પડે કરીને હમોએ જબરીથી રૂડોલ્ફનેબી અમારી સાથે બેસાડી દીધો, અને એવી રીતે હમોએ જરમનીમાંથી છટકી જવાની શરૂઆત કીધી.

હીટલરની ચાનસેલરીમાંથી સેવક ગેપ થયલા હોવાથી, તેમજ પુઇજી. સોલુ, ફ્લી, તથા રૂડોલ્ફ પણ ત્યાંથી અલોપ થઇ ગયલા હોવાથી આખાં જરમનીમાં અમારે માટે જબરી શોધખોલ થવા લાગી, તેમજ wirelessથી અમારી ધરપકડ કરવા માટે messages ઓ પણ છોડવામાં આવ્યા, પણ અમારો પત્તો કયા ચુલામાંથી લાગે ! તેટલાં તો હમો Atlantic Ocean ઉપરથી હવામાં પસાર થવા લાંગ્યા, અને ત્યાંથી પસાર થતાં એક British Convoyએ, હમારા વીમાનને જરમન વીમાન સમજી, તોપ મારો શરૂ કીધો, અને એક ગોલો સીધ્ધો અમારા વીમાનને લાગતાં, તે હવામાં સલગી ઉઠયું, અને પેરેશુટની મદદથી પુઇને કેડપર મારી, અમે નીચે દરયામાં હોમાવ્યું, તેજ મુજબ પેરેશુટની મદદથી પેલા ઓફીસરે, એક બગલમાં ફ્લીને, તેમજ બીજી બગલમાં સોલીને મારી, નીચે કુદકો માર્યો, અને બીચારા રૂડોલ્ફને ફાલે એકબી પેરેશુટ નહીં આવવાથી, તેણે એમનો એમ સીધ્ધો દરીયામાં કુદકો મારતાં, ત્યાંનો ત્યાંજ ડુબી મુવો.

તુર્તજ હમારી મદદે life boatsઓ મોકલવામાં આવી અને હમો સર્વ જણને ઉંચકી ઉપાડી, બોટમાં બેસાડવામાં આવ્યા, અને તે લોકને અજાયબી વચ્ચે માલમ પડયું કે, હમો જરમનો નહીં હતાં, પણ ખુદ બ્રીટીશ subjects ઓ હતા, અને એકાદ Battle-ship ઉપર લઇ જઇ અમારી ઘણી સારવાર કરવામાં આવી, અને હમો શા કારણુસર જરમની ગયા હતા, તથા ત્યાંથી કેવી રીતે નાહસી છુટાં, તે બધું જાણી કરી હમારી આવી બહાદુરી તથા બીકટ સાહસ (ને તેબી આવા કઢંગા સંજોગો વચ્ચે થયલા હોવાથી) માટે

હમોને ઘણી શાબાશી આપી અને હમો હીંન્દુસ્તાન તરફ રવાના થતા હોવાથી, તે તરફ જતી એકાદ બોટમાં હમોને transfer કરવામાં આવ્યા, અને છુટા પડતી વખતે, પેલા R. A. F. ના pilotનો આભાર માનતાં ફુઇ બોલ્યાં, "થેંક્યું બાવા, તુમારા બોટ બોટ થેંકસ માનતા! લડાઈ પછી જરૂર હમારા ઘરકુ આકર હમ લોકકુ જરૂર મીલના, હમ લોક બોટ બોટ ખુશી હોએગા!" અને પછી હમો તરફ ફરી કંઇ બબડયાં, "જોવરે છોકરાઓ, રોજ રાતનાં તંનદરોસ્તી ભણતી વખતે બેહરતી રૂડોલ્ફ તથા આય ઓફીસર John નું નામ જરૂર લેજો. ખરૂં પુછતાં તો એ બેઉ જણે આપરી જીંદગી બચાવીછ. ખુદા એ લોકનાં રૂહને અમ્મર શાંતી બક્ષો! આમીન! આમીન!

દરીયો દોહવતાં દોહવતાં ફુઇએબી અસલ રીત પ્રમાણે ડોહવ્યાજ કીધું. "ખરેખર મંચા, આપરો બીચારો ફુલ્યું એડોલ્ફ શું કરતો હોશે? આપરા વગર તો બીચારો સુકઈ ગીયો હોશે અને આપરી સોધમાં ને સોધમાં ઘેલો દીવાનો થઇ ગીયો હોશે! ગરીબ બીચારો લુચ્ચો ચોર! ને એ મુવો મારા ઉપર કેવો લટ્ટુજી થઇ ગયો તો! મુવો તો મનમાં મલીદા ખાતો'તો કે, હું એની સાથે પ્યારમાં પડી, પરણી જવસ! અને મેંબી કેવો રીબાવ્યો અને કેવો બનાવ્યો! એનું નામ તે ભેજું!" ને પછી મારા તરફ ફરી બોલ્યાં, "મંચા, હવે ફરીથી મારી આગલ જરમનીનું નામ ના દેતો! અરે જરમની તો શું, પણ હું પુના કે થાણાંબી મરતાં નથી જવાની! બસ ડુંગરવાડી સીવાય હું ઘેરમાંથી કેઠેબી સસરવાની નથી. અને બીચારો આપરો રૂડોલ્ફ! બીચારો માંછલાઓને હાથે ખવઇ કરઈ ને ખલાસબી થઈ ગીયો હોશે! બ્હેસ્તરે મારાને!"

એમ કરતાં કરતાં હમો કરાંચી આવી પુગ્યાં, અને ત્યાંથી હમોને એક transport વીમાનમાં મુંબઇ તરફ રવાના કરવામાં આવ્યા, અને જોતજોતામાં હમો મુંબઇનાં જુહુ એરોડ્રોમ, કે જ્યાંથી હમો ઉપડયાં હતાં, ત્યાં આખરે આવી પુગયાં, અને મોટરગાડીઓ કરી સરસામાન સાથે હમારા ઘર તરફનો રસ્તો લીધો.

હમારી આવી રીતે ઘેર નહીં ધારેલી અચબુચ પધરામણી થયલી હોવાથી, મારી કુંવર તો હમોને જોતાંની સાથ લગભગ હરખમાં ઘેલી દીવાની થઇ ગઇ. "કેમરે મંચેરશાહ, કહયા પુછયા વગર કોણુની રજાથી પાછા, જીવતા આયા? તમો જીમરૂને ઘણે વખતે જીવતા જાગતા પાછા મલવાથી મને બસ ઘણું હેત છુટેજ, બસ ઘણું હેત છુટેજ!" એમ બોલતાં excitementમાં મને એક બાચકું ભરી દીધું, અને ફુઇને ભેટતાં હરખના આંસુઓ પાડયાં.

સારે નસીએ ફૂલીની બૈરી પીલબઈબી ત્યાંજ હતી, અને ફૂલી ઉપર નજર પડતાં બોલી, "કેમરે ફરામરોઝ, એ તમારા જમણા હાથને કાંહ મુકી આયા! હંમેશની તમારી બુરી આદત પ્રમાણે વરી કોઈ પોટ્ટીની પુઠે દોડયા હોશો? અને સોરાબજી બા, તમારા પગને શું થયું? એ લુલા લંગડાની ઈસ્પીટાલ કાંહથી અહીં આવી?"

"અરે એતો બીચારાઓ લડાઈના મેદાનમાં ધાયલ થયા! દુવા માંગ કે એટલાબી જીવતા પાછા ફર્યા," પુઈએ તાપસી પુરી.

"એ લોકો લડાઈના મેદાનમાં જાય! પુઈજી માય તમો હસાવોછ શું? એક ફટાકડો ફુટતાં તથા એક કસારી જોઈને એ લોકો ગભરાય, તે લડાઈના મેદાનમાં તે શું જઈ મરતાતા?" પીલબઈએ ડોહવ્યું.

હમારી પધરામણીની ખબર છાપાઓમાં આવતાં બધાંએ હમોને મલવા તથા મુબારકબાદી આપવા, ઘરે આવી કંટાલો આપવા લાગ્યાં. કુંવર જો મુંગી રહે તો એના બાપના સમ! એની રીત પ્રમાણે ચલાવ્યું. "કેમ મંચેરશાંહ, હવે તમારો જીવ ધરાયો કે? પેલા કહે તેમ 'વારેલા નહીં વરે, પણ હારેલા વરે.' તેમ હવે તમે ઠેકાણે આવ્યા કે? તમે હવે વેપાર ધંધા કીધા. મારૂં માનોતો આબરૂ ઈજ્જતમાં જેમના તેમ અને જહાં છેઓ તાંહ ગગરી રેહવ, સમજ્યા કે!"

"હારે માંય તારૂં કેહવું બીલકુલ ખરૂં છે. મુઈ મરે હું! કાંહને કાંહ એ નાદાન દુકતાઓની સુજે ચાલી, મારા સુખી જીવને સંતાપમાં નાંખ્યો. હવે મરતાંબી હું કેઠેબી સસરવાની નથી," પુઈએ કુંવરના બોલવાને ટેકો આપ્યો.

ચર્ચીલે મને ટેલીફોન ઉપર આપેલા કોલ મુજબ, શેહનશાહની વરસગાંથને દિવસે, હમારા ઉપર ખેતાબોની નવાજેશ કરવામા આવી. સેવકને ખાનબાહદુર બનાવવામાં આવ્યા. ફૂલીને ખાનસાહેબ, સોલુને G. G. M. C. જીવણુંને રાવસાહેબ અને પુઈને કયસરે હીંદનો પેહલા વર્ગનો સોનાનો ચાંદ એનાયત કરવામાં આવ્યો, જે જોઈ મલકાતાં સેવક બોલ્યા, "જોયું! હાડમાર થયા તો થયા, પણ છેવટે ખેતાબો તો મલ્યા! પેલા કહે તેમ ગયા તવડી ને આયા રવડી!

તમામ સુદધ બંદા બેસુદધ.



...THE END...

# હીટલર સાથે મુલાકાત!



લખનાર:- મીનુ હો. નરીમાન